# વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ

[ તેનાં ઉદ્દેશ અને વર્ગો માટે યોજના ]

સંપાદક

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



નવજીવન કાર્યાલય

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલી – ૩૧

# વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ

[ તેનાં ઉદ્દેશ અને વર્ગો માટે યોજના ]

સંપાદક
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ



નવજીવન કાર્યાલય
અમદાવાદ

# નિવેદન

આપણી વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિને સુમેળ અને સમન્વિત કરવા માટે નીમવામાં આવેલી મધ્યસ્થ સમિતિની વિચારણા ઉપરથી આ ચોપડી તૈયાર કરવાનો વિચાર સૂઝયો. સમિતિના સભ્યોને તે ગમ્યો. એ પ્રવૃત્તિનું વિવરણ કરતી ને જરૂરી માહિતી આપતી ચોપડી જો વર્ગોના સંચાલકો પાસે વખતસર પહોંચી જાય, તો તેમાંથી દરેક પ્રકારના વર્ગને સારુ તેમને કાંઇક સલાહસૂચનારૂપે મળી જાય; તો આપોઆપ અમુક સમન્વય પણ જન્મે જ. વળી સમિતિએ બધા જ વર્ગોને માટે એક સર્વસાધારણ કાર્યક્રમનું પણ વિગતવાર સ્વરૂપ આપવાનું હતું; તો આ પ્રવૃત્તિની નીતિરીતિ પણ એની મેળે એકધારી બનવા તરફ વળે. આને માટે પણ સૂચનારૂપ અભ્યાસક્રમની પત્રિકા જોઈએ. આ ચોપડી તે કામ પણ દેશે.

ઉપરાંત, સામાન્ય વિદ્યાર્થી પોતાની પૂરક કેળવણી તરીકે કાંઈ કરવા ઇચ્છે તો તે માટે પણ આમાં કેટલીક ચર્ચા કરી છે.

અંતે આપેલી પુસ્તકસૂચિ સ્વતંત્રપણે પણ વાચક વર્ગને મદદરૂપ થશે, એમ માનું છું.

આ ચોપડી તૈયાર કરવામાં ગ્રીષ્મપ્રવૃત્તિ મધ્યસ્થ સમિતિના તથા બીજા મારા સાથીઓનો જે સહકાર મળ્યો છે તેને માટે આભારી છું.

૧૫-૪-'૪૬ મ.

# સાંકળિયું

# ૧

# ભૂમિકા

ઈ. સ. ૧૯૨૦માં ગાંધીજીના નેતૃત્વમાં કોંગ્રેસે રાષ્ટ્રીય કેળવણીનું જે બીજ વાવ્યું, તે એ અગાઉના પ્રયત્નોથી એક અને મુખ્ય બાબતમાં નવું હતું ૧૯૨૦ના બીજની મૂળ તાકાત, દેશની સ્વતંત્રતા કે સ્વરાજની સ્થાપનાને અર્થે કેળવણીએ કામ કરવું જોઈએ, એ સંકલ્પમાં રહેલી હતી. આ અગાઉના પ્રયત્નો અમુક કે તમુક રીતના સામાજિક, ધાર્મિક, કલાકીય કે ભાવનાવિષયક, યા સાંસ્કૃતિક હતા. દેશમાં ચાલુ રાજતંત્ર અને પરદેશી સત્તાનો કાબૂ એમાં સીધો પડકારવામાં નહોતો આવ્યો. ૧૯૨૦માં ગાંધીજીએ, આવા બધા અગાઉના રાષ્ટ્રીય શિક્ષણના પ્રયત્નોને સમાવી લઈને, તેને નવું જોમ, નવું કેન્દ્ર અને નવી દિશા એ આપી કે, દેશની વિદ્યોપાસના કે કેળવણી મુક્તિને માટે હોવી જોઈએ; અને તેને માટે રાજકારણ જ નહિ, શિક્ષણનો પાયો પણ ચાલુ પરદેશી સરકારથી અસહકારનો અને રાષ્ટ્રની સાચી સેવા કરનારાઓને તૈયાર કરવાનો હોવો જોઈએ. આ વસ્તુ ૧૯૨૦ના રાષ્ટ્રીય શિક્ષણના બીજની મૂળ તાકાત હતી. તેથી તેમાંથી જે ઝાડ ફૂલ્યુંફાલ્યું, તેમાં આ વસ્તુ મુખ્ય અને સ્પષ્ટ દેખાય એવી રહી છે. અસહકારના પાયા ઉપર આખું શિક્ષણતંત્ર ફેરવી લઈ, દેશનું એ ખાતું પ્રજાકીય કરી લેવાના મનોરથો કદાચ ૧૯૨૦માં તેના સંસ્થાપકોના હશે. ए ज रूपे એ મનોરથો નથી ફળ્યા. ૧૯૨૦નું વાવેલું બીજ એ રીતે ફૂલીફાલી ઝાડ ન થઈ શક્યું. સમાજક્ષેત્રમાં બીજ વાવવાથી રૂપે રંગે કે આકારે કેવું ઝાડ થશે, એ તો કોઈ ભાગ્યે જ કહી શકે. છતાં એટલો વિશ્વાસ જરૂર રખાય કે, જેનું અને જે તાકાતવાળું બીજ હશે તે તો, તેનું ગમે તેવું રૂપરંગ ખીલે તેમાં પણ હશે જ. ૧૯૨૦ના રાષ્ટ્રીય કેળવણી બીજનો વિકાસ જોઈએ તો આ સ્પષ્ટપણે બતાવી શકાય.

અસહકારના પાયા પર રચવા કલ્પેલા રાષ્ટ્રીય શિક્ષણનાં અનેક બિંદુઓ આજે સરકારી કેળવણીમાં પણ, તેમની સત્યતાને બળે, સ્થાન પામ્યાં છે. પરંતુ સ્વરાજ આવ્યા વગર એક વસ્તુ તેમાં ધૂસી ન શકે, અને તે રાષ્ટ્રીય જાગૃતિનું શિક્ષણ. આ-વિહોણા-પણું એ જ આપણી પરદેશી સરકારના શિક્ષણનું મૂળ બીજ; આ અવશ્ય હોવાપણું એ જ ગાંધીજીની રાષ્ટ્રીય કેળવણીનું મૂળ બીજ.

એટલે, રાષ્ટ્રીય શિક્ષણનાં અંગ ઉપાંગો જેવી અનેક બાબતો સરકારી શિક્ષણ અપનાવે કે અપનાવી શકે; પરંતુ દેશની સ્વતંત્રતાની નિર્ભેળ ઉપાસના તે ન કરી શકે. તેથી કરીને આ કામ સરકારી શિક્ષણસંસ્થાઓ બહાર રહીને કરવું પડ્યું છે. યુવકપ્રવૃત્તિ કે વિદ્યાર્થીપ્રવૃત્તિ શિક્ષકો અને શિક્ષણસંસ્થાઓથી અલગ અને એમની મદદ વિના — કેટલીય વાર તો એમના વિરોધ કે કરડી નજર છતાં — છેલ્લાં કેટલાંક વરસોથી ચાલે છે, એમાં આ કારણ રહેલું છે, એમ આજે આપણે કહી શકીએ છીએ.

એક સમુદાય તરીકે આપણા વિદ્યાર્થીઓ અસહકારને ન જીરવી શક્યા; તેઓએ શાળા-મહાશાળાઓ ખાલી કરી, પણ તે ત્યાગ તેમનો ટક્યો નહિ. એમાં આખા સમાજની મોળાશનું જ પ્રતિબિંબ હતું. પરંતુ, તેઓએ રાષ્ટ્રની સ્વરાજ–હાકલ તો પકડી જ, અને તેને જવાબ આપવા સતત તેમણે, મુગ્ધપણે છતાં, ઊર્મિ બતાવી છે. એને સારુ એમણે સહન પણ કર્યું છે. પરિસ્થિતિ જ એવી હતી કે, આવો તેમનો પ્રયત્ન તેઓ જ્ઞાનપૂર્વક વ્યવસ્થા અને સંગઠન કરીને ન કરી શકે. એને માટે તેમનું બન્યું બનાવ્યું અલગ તંત્ર એમની પાસે નહોતું. પરંતુ એવું કાંઈક જોઈએ જ, એ તો, રાષ્ટ્રીય શિક્ષણનું બીજ જે તેમનામાં વવાયેલું, તે એમને પ્રેર્યા જ કરતું હતું. ૧૯૨૦ની રાષ્ટ્રીય શિક્ષણ ચળવળનું મૂર્ત ફળ આજે આ સ્પષ્ટ દેખાય છે, એમ કહેવું જોઈએ.

વિદ્યાર્થીઓ માટે એ પ્રકારના તંત્રની ભૂખ બે રીતે પ્રગટ થઈ છે —

૧. વિદ્યાર્થીપ્રવૃત્તિને માટેનું સ્વતંત્ર સંગઠન રચવું;

૨. સ્વરાજનું શિક્ષણ મેળવવા માટે બનતી તજવીજ કરવી.

પહેલી બાબતમાંથી આજે અખિલ ગુજરાત વિદ્યાર્થી મહાસભા બનેલી જોઈએ છીએ. બીજી બાબતને માટે અભ્યાસમંડળો, તાલીમવર્ગો, ગ્રીષ્મવર્ગો ઇ૦ ચાલ્યા કરે છે. આ બીજી બાબત પહેલી જેટલી વ્યવસ્થિત થઈ નથી. ત્યારે એની જરૂર પણ એટલા પ્રમાણમાં હજી સ્પષ્ટ ભાસી નથી, — ભાસતી હોય તોય, રચનાકાર્યમાં જોવામાં આવતી સામાન્ય આળસ અને અનિયમિતતા કદાચ આડે આવતી હોય. વળી, પહેલા સંગઠન-કાર્યમાં લડત અને રાજકારણી રાજસનો રસ આવી શકે છે. સત્યાગ્રહની પ્રજાકીય લડતોના વાતાવરણમાં વિદ્યાર્થી-પ્રવૃત્તિનું એ અંગ આગળ આવે એ પણ બનવાનું જ હતું. પણ બીજું કાર્ય એવા પ્રકારનું નથી. તે ઠંડી તાકાત અને સતત ધ્યાન અને ચીવટ માગે છે. તેથી તે ફીકું પણ લાગવાનો ભય રહે છે. પરંતુ હવે આવતા કાળમાં આ બીજા ને કાયમી મહત્ત્વના રચનાકાર્યની કિંમત અને જરૂર વધારે ને વધારે થતી જવાની છે. એની વ્યવસ્થિત યોજના અને સંગઠન વધુ ને વધુ વિચારાશે.

તેથી, આ જાતના શિક્ષણનું કામ ચાલુ શાળાઓમાં નથી થતું, તે ઊણપ ભાગવી જોઈએ. એ ભાગવાને માટે શું કરવું ? બે રસ્તા સૂઝે છે —

૧. શાળાઓનાં ચાલુ સત્ર દરમિયાન, શાળાથી બહારના વખતમાં — ફાવે તો સવારે કે સાંજે યા રાતે — નક્કી કરેલ શિક્ષણક્રમની તાલીમ આપવી.

એટલે કે, ચાલુ શાળા સાથેસાથ આવી પૂરક કેળવણીની સવડો ઊભી કરવી; તેનાં વિદ્યાલયો ચલાવવાં. અથવા,

૨. શાળાઓની લાંબી રજાઓમાં ખાસ વર્ગો કાઢવા અને તે વખતે બનતું કરીને આ પૂરક કેળવણી આપવી. તે પણ અમુક ક્રમમાં ચાલવી જોઈએ, જેથી સળંગ કામ થાય તો તેનું ફળ આવી શકે.

પહેલી રીતનું કામ કરવાનો પ્રયોગ કરવા જેવો છે. તે અહીં છોડીએ. બીજી રીત એટલે વિદ્યાર્થીઓની ગ્રીષ્મપ્રવૃત્તિ. આ પ્રવૃત્તિ વિષે વ્યવસ્થિત કામ થવું જોઈએ, તો તે દીપી શકે; તેથી સહેજે તેની મધ્યસ્થ સમિતિ નીમવાનું આપણને સૂઝ્યું. તેણે જે વિચારો કર્યા તેને ગુજરાત આગળ મૂકવા જોઈએ; તેની સાથે ઉપયોગી માહિતી તથા વિચારણા પણ રજૂ કરવી ઠીક: આ વિચાર ઉપરથી આ પુસ્તિકા ઘડવાનું સૂઝ્યું. ભવિષ્યની સ્વતંત્ર કેળવણી આવા પ્રયત્નો અને વિચારોમાંથી લાભ ઉઠાવશે અને ઘડાશે, એમ મારું માનવું છે. સ્વતંત્ર રાષ્ટ્રોનું કેળવણીતંત્ર એક રાતમાં નથી ઘડાતું. તેમાં તે રાષ્ટ્રનો પ્રાણ ઉતારવો જોઈએ છે. જીવંત શરીરને વધવા માટે સંભાળ અને પોષણ તથા કસરત ઇ૦ જોઈએ, તથા સમય પણ જોઈએ; તેમ જ રાષ્ટ્રની કેળવણી-વ્યવસ્થાના આ વિષયમાં પણ હોય છે. ગ્રીષ્મપ્રવૃત્તિ, વિદ્યાર્થી-પ્રવૃત્તિ, ગ્રામસેવા કરનારાં ઉદ્યોગ અને શિક્ષણ કેન્દ્રો તથા આશ્રમો, મહાસભાનું રચનાકાર્ય કરતા એકલ-કેન્દ્ર-સેવી કાર્યકર્તાઓ, — આ બધા પ્રયત્નો ભવિષ્યની સ્વતંત્ર અને સાચી કેળવણીના માર્ગદર્શક પ્રયોગોનું ભાથું છે. એ અનુભવોને લઈને સ્વરાજની કેળવણી ઘડનારાએ કામ કરવું જોઈશે. આ ચોપડીમાં એ લાંબી નજર રહેલી છે. આજની પ્રત્યક્ષ કામગીરીને હિસાબે વિચાર થતો હોવાથી, તેમાં સાવ નાનું મંડાણ લાગવા સંભવ છે. પરંતુ એટલું જ આ છે, એમ માનવામાં ભૂલ થશે. આ બધા પ્રયત્નોને અહીં ચર્ચેલી વ્યાપક ભૂમિકામાં જોવા ને જાણવા જોઈએ. પછીના પ્રકરણ તરીકે લીધેલો ગાંધીજીનો લેખ આ વિચારણાને એમની લાક્ષણિક શૈલીમાં કહે છે. ૧૦૦ વર્ષના અંગ્રેજી શિક્ષણકાળ બાદ, આજે વિદ્યાર્થી પૂછે કે, 'ભણીને શું કરવું ?' એ એક યુગમાંથી બીજા યુગના સંક્રમણકાળનું જ સૂચક ન કહેવાય ? સરકારી શિક્ષણમાંથી નીપજતા આ સવાલનો જવાબ સ્વરાજ શિક્ષણતંત્રે આપવાનો રહે છે, અને તે એ કે, તે સવાલનો ઉકેલ વિદ્યાર્થીને મળી જાય એવાં સમાજવ્યવસ્થા ને વિદ્યા તેને આપવાં.

# ૨

# ભણીને શું કરવું?

ઉપરનો પ્રશ્ન એક વિદ્યાર્થી ગંભીરપણે પૂછે છે. જેઓએ આપણને પરાધીન કરી મૂક્યા છે તેઓના લાભની નજરે આજકાલની કેળવણી રચાયેલી છે. પોતાનો લાભ સાધનાર સામેનાને કશી લાલચ ન દેખાડે એવું તો જગતમાં બનતું નથી. એટલે અનેક જાતનાં પ્રલોભનો પેદા કરી મૂક્યાં છે. વળી એવા રાજ્યતંત્રમાં રહેલા બધા માણસો એકસરખા નથી હોતા. તેમાં સદ્‌વૃત્તિવાળા પણ હોય છે. એઓ ઉદાર દિલથી વિચાર કરે. એથી પણ સરકારી કેળવણીમાં કંઈક સારું તો છે જ. છતાં સરવાળે ઇચ્છા અનિચ્છાએ અનર્થ તો થાય છે. એટલે કે, જેટલું ધન એકઠું કરી શકાય એટલું ધન એકઠું કરવાને સારુ તેનો ઉપયોગ કરાય છે અને જેટલો ઊંચો દરજ્જો મળી શકે તેટલો દરજ્જો મેળવી લેવાય છે. તેથી દાસત્વ વહાલું દેખાવા લાગે છે. આ વાતાવરણમાંથી આપણે નીકળી જઈએ તો 'सा विद्या या विमुक्तये' એ પ્રાચીન મંત્રને સિદ્ધ કરીએ. વિદ્યા એટલે કેવળ આધ્યાત્મિક જ્ઞાન અને મુક્તિ એટલે છુટકારો અર્થ ન કરવો. વિદ્યા એટલે લોકોપયોગી બધું જ્ઞાન અને મુક્તિ એટલે આ જીવનમાં સર્વ દાસત્વમાંથી છૂટી જવું. દાસત્વ પારકાનું અને પોતે ઊભી કરેલી અનેક હાજતોનું. એવી મુક્તિ આપણને મેળવી આપે એ જ ભણતર. એ ભણતર મેળવીએ તો ભણીને શું કરવું એવો પ્રશ્ન ઊઠી ન શકે.

આવા વિચારોનો આશ્રય લઈને સરકારી પાઠશાળાનો અસહકાર કરવાની ફરજનો સ્વીકાર ૧૯૨૦માં કૉંગ્રેસે કરેલો. એ યુગ તો વીતી ગયા જેવો છે. સરકારી શાળાઓ અને સરકારી કેળવણી આપવાવાળી શાળાઓ વધતાં જતાં પણ વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીની માગણી એ પૂરી નથી પાડી શકતી. પરીક્ષાર્થીની સંખ્યા નિત્ય વધતી જ જાય છે. તેમ છતાં ખરી વસ્તુ તો જે મજકૂર મંત્રમાં રહેલી છે એ જ છે. એ મંત્રને ઉપરટપકે માનીને જે વિદ્યાર્થી પોતાનું ચાલુ ભણતર છોડશે, એને પશ્ચાત્તાપ થવાનો સમય આવી શકે છે. તેથી જે બધાયે વિદ્યાર્થીને સુગમ એવો રસ્તો મેં બતાવ્યો છે, તે એ કે, પોતાની શાળામાં ભણતાં છતાં મળતી કેળવણીનો ઉપયોગ સેવાને અર્થે જ કરવો, ધનસંગ્રહને સારુ કદી નહિ; અને ચાલુ વિદ્યામાં જેટલી ઊણપ હોય એટલી ઊણપ શાળાની બહાર જ્ઞાન મેળવીને દૂર કરવી, એટલે કે રચનાત્મક કામ જે વિદ્યાર્થીજીવનમાં કરી શકાય તે કરવું.

પૂના, ૩–૩–'૪૬ **મોહનદાસ કરમચંદ ગાંધી**

૩

# ગ્રીષ્મપ્રવૃત્તિ શા માટે

[તા. ૧૫-૫-'૪૨ના રોજ ખેડા જિલ્લા લોકશિક્ષણ તાલીમ વર્ગનું ઉદ્ઘાટન કરવા નિમિત્તે આપેલા વ્યાખ્યાનમાંથી. 'શિ૦ સા૦' જૂન, '૪૨]

આ વર્ગનું ત્રીજું વર્ષ આ છે એ એક સરસ વસ્તુ ગણાય, કેમ કે એ ઉપરથી એટલું તો જાણવા મળ્યું જ કે, આ પ્રવૃતિમાં યુવાનોને ઉત્સાહ છે અને કાર્યકર્તાઓ તેથી તેને ચાલુ રાખી શકયા છે. ગ્રીષ્મવર્ગની પ્રવૃત્તિ નિયમિત અને યોજનાબદ્ધ થવામાં આ હકીકત સારો ફાળો આપી શકે. મને લાગે છે કે, હવે આ પ્રવૃત્તિમાં કામ કરનારા અને રસ લેનારા સૌ કોઈએ અરસ-પરસ વિચારો આપલે કરીને, તેને વધારે સંગીન અને સ્થાયી રૂપ આપવા પ્રયત્ન કરવો જોઈએ. ગુજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિને અંગે ગ્રીષ્મવર્ગો કેટલાંક વર્ષોથી ચાલે છે; પ્રતિવર્ષ વિદ્યાર્થી તેમાં જોડાઈને, ધીમે ધીમે એક નિશ્ચિત અભ્યાસક્રમ પૂરો કરી લઈ શકે, એવી તેની યોજનામાં સતતતા ને ક્રમિકતા રાખવામાં આવી છે. આથી વિદ્યાર્થી સહેજે પોતાની રજાઓના સમયમાં વ્યાયામનો અભ્યાસ કરીને પ્રમાણપત્ર પણ મેળવી શકે છે. ઉપયોગી ગ્રીષ્મ-પ્રવૃત્તિનો આ નમૂનો આપણે ધ્યાનમાં રાખવા જેવો છે. બીજાં કામોમાં કે ધંધાઓમાં પડેલા લોકો, વચ્ચે વચ્ચે નવરાશ મળે તેમ, આ પ્રકારે પોતાને જોઈતી તાલીમ કે વિદ્યા મેળવી પોતાની પ્રગતિ સાધી શકે, એ લોકશિક્ષણ-પ્રસારનો એક અતિ વહેવારુ માર્ગ છે. આપણે ત્યાં આ માર્ગ યોજી લોકશિક્ષણ ખીલવવા માટે આપણે હવે પછી ભારે પ્રયત્ન કરવો જોઈએ. પ્રૌઢશિક્ષણ એટલે અભણનું માત્ર વાચનલેખન, એ વ્યાખ્યા તો તે કામનાં એકડિયાંના વર્ગ જેવું, બહુ બહુ તો, ગણાય. આપણે ત્યાં તે એકડિયા વર્ગ પણ નહિ પાર કરેલા કરોડો લોક છે, ત્યાં આગળ ઉપરની વાતો દૂરની લાગે, છતાં યાદ રાખવા જેવી તો છે જ.

તમારો વર્ગ એ જાતનો પ્રૌઢશિક્ષણનો નથી. આ વર્ગમાં તો ઠીક ઠીક નિશાળી ભણતર જેમણે કર્યું છે, તે લોકો આવે છે, અને શાળા-મહાશાળામાં મહિનાઓની જે છૂટી મળે છે તેનો સદુપયોગ કરી લેવા ચાહે છે. આ પ્રકારની પ્રવૃત્તિ ધીમે ધીમે ગઈ વીસીનાં છેલ્લાં થોડાંક વર્ષોમાં ઠીક ઠીક વધતી જાય છે, એ આપણા વિદ્યાર્થી-જગતને માટે આશાપ્રદ સુચિહ્ન ગણાય. આ પ્રવૃત્તિની પહેલાં ૧૯૨૦-૩૦નાં દશકામાં, યુવક-પ્રવૃત્તિનું મોજું આવ્યું હતું. એ મોજું સાવ ઓસરી ગયું તો નથી; કદાચ આજે વિદ્યાર્થીમંડળો રૂપે એ જ નવજુવાન-શક્તિ કામ કરતી હોય. ૧૯૨૦-૩૦ના દશકાની આ પ્રવૃત્તિ કરતાં ૧૯૩૦-૪૦ના

દશકાની આ ગ્રીષ્મવર્ગ પ્રવૃત્તિ ઘણી રીતે સારી અને શોભતી છે, એમાં શંકા નથી. એનાથી સૌને ફાયદો છે એ તો ઉઘાડું છે. તે વિષે જો કાંઈ કહેવા જેવું હોય તો એટલું જ કે, આ પ્રવૃત્તિનો ઊગમ વિદ્યાર્થી-જગતની હોંશ અને ઉત્સાહ કે સેવાવૃત્તિમાંથી નથી: એનું શ્રેય આજે પ્રત્યક્ષ કામ કરતા સેવકોને મળે છે. પણ તેથી કોઈ વાંધો કે દુઃખ માનવાને કારણ નથી. અનેક વિદ્યાર્થીઓ એ પ્રવૃત્તિને અપનાવી લેવા લાગ્યા છે, એ જ ઉત્તમ ઉત્સાહજનક વસ્તુ છે.

આ પ્રવૃત્તિ આપણને શું કામ સૂઝી? એનો જવાબ તો ઉઘાડો છે: આજે અનેક ક્ષેત્રોમાં કામ કરતા સૌ સેવકોને લાગે છે કે, ચાલુ શિક્ષણતંત્ર, કેટલીય બધી એવી વસ્તુઓ છે કે જે જરૂરી છે, છતાં શીખવતું નથી; અરે, એમને ફરિયાદ કરવાને કારણ છે કે, ચાલુ તંત્ર કેટલુંય કુશિક્ષણ આપે છે. એટલે તેમને થાય છે કે, આ કુશિક્ષણ વિષે વિદ્યાર્થીઓને જાગ્રત કરી સાવધાન બનાવવા જોઈએ, અને જે જરૂરી બાબતો તેમના શિક્ષણમાં આવતી નથી, તેમની ભરપાઈ કરવી જોઈએ. નહિ તો સ્વરાજ માટે ઝંખતા આપણે લોકો કશું આગળ પગલું ભરી શકીશું નહિ. હિંદના એક અંગ્રેજ ઇતિહાસકારે એક સૈકા ઉપર તેના દેશના યુવકો માટે લખેલું નીચેનું વાકય સૌએ સર્વત્ર ધ્યાનમાં રાખવા જેવું છે. તે કહે છે:

> "તુચ્છકારમાં જેને છોકર-મત કહી વળાય છે તેને અવગણવા કરતાં વધારે ઘાતક બીજી એકે ભૂલ નથી. આવા મતોની સાચી કિંમત જૂજ હોય છે એ ખરું; પરિસ્થિતિના ફળરૂપ તે મતો હોય છે; પોતાની બુદ્ધિ વાપર્યા વગર વિશ્વાસથી તે મતો સ્વીકાર્યા હોય છે, અને ખરેખર જીવનના એવા કાળે કે જ્યારે નિર્ણયશક્તિ તદ્દન કાચી હોય છે. પરંતુ તે પરથી આવતા જમાનાનું ભાવી આપણે આંકી શકીએ છીએ; વર્તમાન પેઢીના નવજવાનોનાં મન ઉપરથી ભવિષ્યની પેઢીનો આત્મા અને ભાવી તારવી જોવાનાં હોય છે."

આજે આપણા યુવકોને જે જે રસના ચસકા થાય છે અને વિચારોના નુસખા તથા તુક્કાતરંગો પીરસાય છે, તેને વિષે દેશના સાચા શિક્ષકો અને સેવકો આંખ આડા કાન ન કરી શકે. અને કરે તો તેમના પોતાના કામને ભોગે; તો તેઓ ઓછા કાર્યદક્ષ પણ ઠરે. ૧૯૨૦-૨૫ના જમાનામાં દેશના આ વર્ગને ગાંધીજીએ ઠીક આકર્ષ્યો હતો. તેમણે એ કબૂલ કર્યું છે કે, 'એમાંથી મને મારા આજના કેટલાય કીમતી સાથી-સેવકો મળ્યા છે, જે દેશનું કામ કરે છે.' ત્યાર બાદ એ એકાગ્ર કામમાં પલટો થયો; એટલી હદ સુધી રાષ્ટ્રીય ચળવળને એકાગ્ર રાખી શકાય એવી શક્તિ સમાજમાં નહોતી. પરિણામે યુવકપ્રવૃત્તિઓમાં એકાગ્રતા અને કાર્યપરાયણતા ઓછી થતાં થતાં

એવો વખત આજે આવ્યો કે જ્યારે વિનોદમાં પણ ગાંધીજીએ વિદ્યાર્થીઓને તાજેતરમાં એવું કહ્યું કે, 'તમે મારો બહિષ્કાર કર્યો છે.' આ વાક્ય વિનોદની ટકોર હતી. છતાં એમાંનો વિનોદ બાદ કરતાં એટલું તો અવશ્ય રહે છે કે, વિદ્યાર્થીઓ પહેલાં જેમ રાષ્ટ્રની રચનાત્મક પ્રવૃત્તિમાં ભાગ લેતા નથી ને રસ પણ લેતા નથી. છતાં તેમને છોડી તો કેમ જ શકાય? એટલે ગાંધીજીએ મહિના માસ પર જ હરિજનમાં લખેલું, (હ. બં. ૫મી એપ્રિલ, પા. ૯૨),

"ભરતી ઓટ તો થયા કરે, બધું મીઠું મીઠું હું કહી લખી ન શકું; કડવાં વેણ પણ સંભળાવવાં પડે. ત્યારે ઘડીભર કેટલાક વિદ્યાર્થીઓ ખિજાય; પણ એ બીજ ક્ષણજીવી હોય છે. હું પોતે મને વિદ્યાર્થી ગણું છું. તેથી વિદ્યાર્થી સાથેનો મારો સંબંધ કાયમ રહેવાનો જ છે."

આ પ્રકારનો સંબંધ રાખવાની ભૂખમાંથી કાર્યકર્તાઓ ગ્રીષ્મ-પ્રવૃત્તિમાં પડવા આકર્ષાયા છે, એમ હું માનું છું. પર્વત ન ચળે તો મોટા ભૂપે પણ તેની પાસે જવું જોઈએ; વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓમાં આજ એવું થયું છે. કાર્યકર્તાઓ તમને મળવા માગે છે; તેમનો રસ તમને ચખાડવા માગે છે. આજનું શિક્ષણતંત્ર તેમને ઉવેખીને ચાલે, તેથી તમે તેમને ન ઉવેખો; અને ઉવેખો તોય તેઓ તો ન જ ઉવેખી શકે.

અને એમાં હું અમ કાર્યકર્તાઓનો પણ લાભ જોઉં છું. તમારાં સુખદુઃખ, આશા-આકાંક્ષાઓ સમજ્યા વગર કાર્યકર્તા પોતે પણ કઈ રીતે તાજો અને સતેજ રહી શકે? તેણે પ્રજાની નાડ પર હાથ રાખવાનો છે. વિદ્યાર્થીઓ, કે જેમની તાલીમ પાછળ રાષ્ટ્રનું કેટલુંય ધન ખર્ચાય છે, તેમને તો તે ન જ ભૂલી શકે. આમ આ પ્રવૃત્તિ બેઉ બાજુ લાભદાયી છે. અને તેથી જ તે સાચી પણ છે.

એમાંથી જ ત્યારે આ વર્ગોમાં શું કરવું જોઈએ તેનો ખ્યાલ પણ મળી રહે છે. આ વર્ગો ચાલુ શિક્ષણતંત્રની ઊણપ અને અરાષ્ટ્રીયતામાંથી ઊપજે છે; એ વર્ગો વિદ્યાર્થીના ફાજલ સમયની અને શક્તિની રાષ્ટ્રીય દૃષ્ટિએ વેતરણ કરવા મથે છે; એ વર્ગ દ્વારા, દેશના વિદ્યાર્થીઓને પોતાનું રાષ્ટ્રીય ભવિષ્ય સુધારવાને માટેની મથામણમાં પોતાથી બનતો હાથ દેવાના માર્ગો સૂચવવાનો ઇરાદો રખાય છે કે, તમે તમારા થકી બની શકે એવા સેવાના અને તાલીમના માર્ગો શીખો અને તે મુજબ ચાલો. આ ત્યારે. આ પ્રવૃત્તિનો ટૂંકમાં ઉદ્દેશ હોઈ શકે. દેશનાં વિદ્યાર્થીમંડળો આ વર્ગોના શિક્ષણમાંથી પ્રેરણા પામીને પોતાનો વાર્ષિક કાર્યક્રમ બનાવી શકે; તેઓ માત્ર મજૂર-મહાજન પેઠે વિદ્યાર્થી-મહાજન જ ન બને; કેમ કે વિદ્યાર્થી મજૂર નથી

અને શિક્ષક તેનો શેઠ નથી. અથવા મજૂર હોય તો રાષ્ટ્રને વિદ્યાશક્તિ દ્વારા મુક્ત કરવાના પ્રયત્નના બેઉ વેતરા છે.

આ ઉદ્દેશ સારવાને માટે આપણા વર્ગો તો હજી પાશેરામાં પહેલી પૂણીય નથી એમ કહેવાય. હજી આ વર્ગો ક્યાં ઠેર ઠેર થાય છે ? હજી તેમાં ક્યાં હજારો જુવાનિયા જોડાય છે ? હજી ક્યાં તેઓ ગામડે ગામડે પહોંચી વળ્યા છે ? હજુ ક્યાં તેમને ખબર છે કે, તેમને માટે દેશમાં ક્યાં ક્યાં ને કેટકેટલાં કામો પડેલાં છે ? હજી ક્યાં તેઓ જાતમહેનત અને મજૂરી કરવા અનથીય તત્પર છે ? — શરીરની તત્પરતાની તો પછી વાત રહી. મને એક મિત્રે કહ્યું કે, એક ખેતી-કુશળ ભાઈએ અમુક ભાગમાં જમીન ધોવાતી જાય છે, તે અંગે કાંઈક કામ કરવા ખેતીના અને ઇજનેરીના વિદ્યાર્થીઓને રજાઓમાં નોતર્યા. તેમાં તેમણે જણાવ્યું કે, હાથે કામ કરવાની તૈયારી કરીને જ આવનારા આવે. તમે માનશો ? અર્ધા ડઝને માંડ આવવા મરજી બતાવી ! પરિણામે પેલા ભાઈએ પોતાનો ખ્યાલ માંડી વાળ્યો. શું કરે ? આપણા દેશમાં નાનાં મોટાં સેંકડો કામો એવાં પડ્યાં છે કે જે સંગઠિત સહકાર અને માત્ર રાષ્ટ્રપ્રેમથી જ ઊકલી શકે. સ્વરાજ સરકાર પણ બીજી રીતે ન કરી શકે. જેમ યુદ્ધનું કામ પ્રજાના ઉત્સાહથી અને ઊર્મિથી જ કરી શકાય છે, એમ જ આ કામો એક પ્રકારનાં શાંત યુદ્ધો જ છે. તેમાં પણ શ્રમશક્તિ અને સેવાધન ધરાવતા પ્રજાજનો ભરતી થઈને જ જીત મેળવી શકે. આ વર્ગો, એવાં શાંત યુદ્ધો ક્યાં છે, એ તેમને બતાવવા માટે, અને તેમાં કેમ લડવું તેની કાંઈક પ્રાથમિક સૂચનાઓ અને પ્રત્યક્ષ અનુભવ આપવા માટે છે, એમ હું માનું છું. તેથી જ આ વર્ગની અંદર (૧) દેશના વિધવિધ રચનાત્મક કામોનો પરિચય અને સમજ આપવામાં આવે છે; (૨) તેમાંનાં સાવ સાદાં સફાઈ અને કાંતણ જેવાંની પ્રત્યક્ષ તાલીમ આપવામાં આવે છે; (૩) અને ખાસ તો એ કે, દેશમાં શું ચાલે છે તેનું સામાન્ય જ્ઞાન તમારી આગળ મુકાય છે અને તમારી જોડે તેની ચર્ચા પણ થાય છે. આજનો વિદ્યાર્થી નકામી ચર્ચા કે વિતંડાવાદ બહુ કરે છે અને કામ ઓછું કરે છે કે તેના અવેજમાં જ વિતંડાવાદી વાતો કર્યા કરે છે, એવી ફરિયાદ છે. એ ફરિયાદ સાવ નાપાયાદાર નથી એમ કહું તો તમે દરગુજર કરશો. વિદ્યાર્થીમાં કાંઈક તો આવું હોય જ અને તેને ધીરજ અને કુનેહથી મોટેરાઓએ સાંખી લેવું જોઈએ એટલું જ નહિ, એમની ચર્ચાની ભૂખ તથા શંકાકુશંકાની આદતને અમુક હદ સુધી સંતોષવી પણ જોઈએ, એમ હું માનું છું. છેવટે મનુષ્યને મનમાં જો લાગે તો જ તે આચારમાં ઉતારી શકે છે. એટલે વિદ્યાર્થીઓને અમુક વસ્તુ ઠસવા માટે જરૂરી પ્રશ્ન-ઉપપ્રશ્ન અને તેનું સમાધાન થવાં જ જોઈએ. આ વર્ગોમાં તેને પણ થોડુંક સ્થાન હોય. પણ મુખ્ય સ્થાન તો કાંઈક જે

સૌને માન્ય છે તે કરવાનું અને ન આવડે તો તે કરતાં શીખવાનું હોવું જોઈએ. હું માનું છું કે, સફાઈ અને કાંતણ તથા રાષ્ટ્રભાષાનો અભ્યાસ આવાં કામો છે. સાત જ દિવસ ચાલતા વર્ગોમાં આને અંગે થોડુંક જ થાય એ ખરું. થાય તે પ્રારંભિક થવું જોઈએ એટલું હોય તો બસ. એમાં પ્રવેશ પામેલા વિદ્યાર્થીઓ પછી તેમાં વધારો કરી લઈ શકે. આ વર્ગમાંથી એટલાં ઉત્સાહ અને ઇચ્છા કેળવી જવાય તોપણ ઘણું કહેવાય.

અંતે આ પ્રવૃત્તિથી સાધવું છે તો એ જ કે, આપણી નવજુવાન શક્તિ દેશનો જે મુખ્ય કાર્યક્રમ આઝાદ થવાનો છે તે સમજે, તે પ્રમાણે પોતાના વિચારોને વ્યવસ્થિત કરે, તેને માટે જે કરવા જેવું લાગે તે કરવા મંડી જાય ને આગળ માટે તૈયાર થાય. મને ખબર છે કે, આ વર્ગોમાં આવનારાના ઉદ્દેશો વિવિધ હોય છે, અને તે વસ્તુ સારી છે. તે એ બતાવે છે કે, આ પ્રકારના વર્ગની પ્રવૃતિ અનેક દૃષ્ટિએ એક કેળવણીવિષયક જરૂર છે. આ વર્ગ એ જરૂર પૂરી પાડો. તમે તેમાં જોડાયેલા સૌ કોઈ તેમાંથી પૂરો લાભ ઉઠાવી લેવાની વૃત્તિ રાખીને, જે થોડાક દિવસ અહીં રહો તે દરમિયાન બધા કાર્યક્રમમાં હોંશ અને ઉત્સાહથી ભાગ લેજો. સમજવાને માટે જેટલું પૂછવું જોઈએ એટલું પૂછજો; શીખવા માટે જેટલી મહેનત કરવી જોઈએ એટલી કરજો. દેશને માટે અને આખા જગતને માટે અતિ કટોકટીનો સમય આવી રહ્યો છે. એમાં આપણે પણ સફળ થવું છે. કોઈ એમ ન માને કે, આપણી દશા બહુ નબળી છે તેથી શું થાય ? મારી તમારી દશા ગમે તેવી હોય, સમગ્ર રાષ્ટ્રની દશા વિચારીએ તો નબળી નથી. એમ વિચાર કરો કે, ગાંધીજી જેવો અદ્વિતીય નાયક આપણને મળ્યો છે, જેનો જોટો જગમાં આજે નથી. રાષ્ટ્રોનાં કામ નેતા વગર નથી ઊકલી શકતાં. અને કટોકટીના સમયમાં તો નેતા જ ધારણ આપે છે. ચર્ચીલ વગરનું વિલાયત, હિટલર વગરનું જર્મની, સ્ટાલીન વગરનું રશિયા, ચાંગ કાઈ શેક વગરનું ચીન આજે કલ્પી શકાય ? તેમ જ ગાંધીજી વગરનું હિંદ ન કલ્પી શકાય. આ આપણે સ્વેચ્છાએ સમજવાનું છે. દુનિયાના બીજા નેતાઓ પેઠે ગાંધીજી કાયદા કે હથિયારને જોરે નેતૃત્વ ન મેળવી શકે — ન પોતે મેળવવા ચાહે. એ અદ્વિતીયતા આપણા દેશને શોભાવે એવી વાત છે; એમાં સાચી લોકશાહી છે. એ સમજીએ; આપણી એ અદ્વિતીય મહત્તાની ખુમારી આપણને હોવી જોઈએ — એ આપણે કેળવીએ અને એ મહત્તાને લાયક થઈએ. ભલે આ વર્ગો એ મહત્તા અને એ સમજણને હિસાબે નજીવા લાગતા હોય; પણ એ બધા છે તો એ જ મહાન વસ્તુને સમજવા માટે. હું સમજુ છું ત્યાં સુધી, આ વર્ગના સંચાલકોએ એવી કાંઈક મુરાદ આ વર્ગમાંથી સેવી છે. ઈશ્વર તેમને સફળતા આપો.

## ૪

# પૂરક કેળવણી

"આજે તો શાળાઓ મોટે ભાગે સરકારી નિયંત્રણ હેઠળ છે અથવા સરકાર તેમના ઉપર અસર કરે છે. એટલે વિદ્યાર્થીનું શિક્ષણ અગત્યની બાબતમાં ઊણું રહે છે. દેશની રાજકીય હાલતથી, છાપાંઓમાં આવે કે કોક ભાષણમાં સંભળાય તે સિવાય, અસ્પૃષ્ટ રહે છે. કૉન્ગ્રેસના કાર્યકર્તાઓએ વ્યવસ્થિત રીતે એમના આ અધૂરા શિક્ષણની પરિપૂર્તિ કરવી જોઈએ." (ગાંધીજી)

વિદ્યાર્થીઓની ચાલુ કેળવણી રાષ્ટ્રીય મહત્ત્વની બાબતોમાં ઊણી રહે છે એ નિર્વિવાદ વાત છે. તેમાં વ્યવસ્થિત રીતે પૂર્તિ કરવાનું કામ ઉપાડી લેવા ગાંધીજીએ આજ્ઞા કરી છે અને તે કામને અઢારવિધ રચનાત્મક કાર્યક્રમમાં મહત્ત્વનું સ્થાન આપ્યું છે. તેમાં મુખ્ય ધ્વનિ એ છે કે, વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય જાગૃતિનું શિક્ષણ આપવું. સાથે સાથે આજની શાળામહાશાળામાં વિદ્યાર્થીને જે અધૂરિયા કેળવણી મળે છે તેમાં પૂર્તિ કરવાનો વિચાર પણ રાષ્ટ્રીય કેળવણીકારોએ કરવો જોઈએ. વિદ્યાર્થીને આજે સાચાં ઇતિહાસભૂગોળ શીખવાતાં નથી, તેમ તેને પોતાની આજુબાજુની પરિસ્થિતિનું કે પોતાના વતનનું સાચું ભાન થતું નથી; તેને શરીરશાસ્ત્ર અને આહારશાસ્ત્રનું પૂરતું જ્ઞાન મળતું નથી, તેમ તેને શરીર સુદૃઢ બનાવવાની પૂરતી તાલીમ મળતી નથી; તેનું સ્વભાષાનું જ્ઞાન અધકચરું હોય છે, અને રાષ્ટ્રભાષાનું જ્ઞાન તો નહિવત્ જેવું હોય છે; તેને આધુનિક પ્રશ્નોનું જ્ઞાન હોય તોય તે અવ્યવસ્થિત અને ઉપલકિયું હોય છે, અને જુદા જુદા ધર્મોના તત્ત્વોનો તેને ભાગ્યે જ ખ્યાલ હોય છે; તેનામાં સાદી રમતો રમવાની આવડત નથી હોતી, તેમ સાદું સંગીત પણ તેને આવડતું નથી હોતું; તેને શરીરશ્રમ કરવા પ્રત્યે અણગમો હોય છે, અને હિંદની પ્રાચીન સંસ્કૃતિ તથા પ્રણાલિકામાં તેને રસ નથી હોતો. આવી આવી ઘણી બાબતોમાં તેની કેળવણી ઊણી હોય છે. તેમાં રાષ્ટ્રીય તત્ત્વ દાખલ થાય, એટલે કે તેને સાચું રાષ્ટ્રીય શિક્ષણ મળે, તો જ એ ઊણપો મટે. તેને માટે ગાંધીજીએ સરકારી શાળાના અસહકારના પાયા ઉપર રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપના કરી હતી. પણ અત્યારની પરિસ્થિતિ

વિચારીને હવે તેમણે* જણાવ્યું છે કે, 'આપણે વિદ્યાર્થીઓને શાળા મહાશાળાઓમાંથી પાછા વાળવાના નથી. તેઓમાં ભરતી થનારા વિદ્યાર્થીઓની વધતી જતી સંખ્યા તેનો સચોટ પુરાવો છે. તેથી ઉત્તમ માર્ગ એ છે કે, વ્યવસ્થિત રીતે, એમના ઊણા અભ્યાસની પરિપૂર્તિ કરવી.'

આ કામ મહાસભાવાદીઓએ ઉપાડી લેવાનું છે. એટલે કે, ફક્ત મહાસભાના કાર્યકરોએ નહિ, પરંતુ આ કામમાં માનનારા નાના મોટા બધાએ —ખાસ કરીને વિદ્યાર્થીઓએ પોતે અને શિક્ષકોએ. આ કામમાં વિદ્યાર્થીમંડળો, અભ્યાસ-મંડળો, વ્યાયામશાળાઓ જેવી સંસ્થાઓ સારો ફાળો આપી શકે. તેમાં મોટેરાનો સાથ હોય અને ઉત્સાહી શિક્ષકો તેમાં રસપૂર્વક ભાગ લે અને દોરવણી આપે, તો સહેજે એ કામ દીપી ઊઠે. કેટલેક ઠેકાણે એમ જોવામાં આવે છે કે, વિદ્યાર્થીમંડળો આવી પ્રવૃત્તિ શરૂ કરે છે અને શિક્ષકો તેનાથી અળગા રહે છે. પરિણામે, યોગ્ય દોરવણી વગર તે કામમાં જોઈએ તેવી પ્રગતિ થતી નથી. એટલે શિક્ષકોનો પણ તેમાં સાથ હોય એ જરૂરી છે. વિદ્યાર્થીઓની શાળાની કેળવણીની ઊણપ પૂરી કરવાની તેમની પણ ફરજ છે વિદ્યાર્થીમંડળો જેમ વિદ્યાર્થીઓની ભરતી કરે છે તેમ આ કામ માટે તેમણે ઉત્સાહી શિક્ષકોની પણ ભરતી કરવી જોઈએ. અગર જ્યાં અલગ શિક્ષકમંડળો હોય ત્યાં બંનેએ ભેગા મળી આવાં કામ ઉપાડી લેવાં જોઈએ.

આવાં મંડળો દ્વારા નીચેની કેળવણી આપવાની યોજના કરવા જેવી લાગે છે :—

૧. ખાસ કરીને ગુજરાતનો અને સામાન્ય રીતે હિંદુસ્તાનનો પ્રવાસ,

૨. ગુજરાતની જુદી જુદી (દલિત તથા પછાત રાની) કોમોનો પરિચય,

૩. સમૂહ-રમતો, સાદી કસરત (સેવાદળની સામાન્ય તાલીમના રૂપમાં), અને સાદું સંગીત (રાષ્ટ્રીય ગીતો અને ભાવપૂર્ણ ભજનો),

૪. શરીરશાસ્ત્ર અને આહારશાસ્ત્રનું જ્ઞાન અને સાદા ઉપચારોનું જ્ઞાન,

૫. દેશદેશાન્તરની ક્રાન્તિઓ; આધુનિક રાજકીય અને આર્થિક પ્રશ્નો અને જુદા જુદા વાદોનો પરિચય,

૬. હિંદમાં અંગ્રેજોનો અને રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ; સત્યાગ્રહની લડતોનો ઇતિહાસ અને તેનું તત્ત્વ,

૭. માતૃભાષાના જ્ઞાનનો વિસ્તાર અને રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીનો (બેઉ લિપિમાં) અભ્યાસ,

૮. જુદા જુદા ધર્મોનો પરિચય,

---

*આ જ બાબતમાં હમણાં ફરી લખ્યું છે તે માટે જુઓ પ્રકરણ ૨ જું.

૯. વ્યાવહારિક નામું,
૧૦. સભાસંચાલનનાં મૂળતત્ત્વો,
૧૧. ગામડાંનું અર્થશાસ્ત્ર અને સહકારપ્રવૃત્તિ તથા તેની ઉન્નતિના પ્રશ્નો,
૧૨. રચનાત્મક કામો અને તેની સંસ્થાઓનો પરિચય,
૧૩. સ્વયંપાક અને સમૂહજીવનની તાલીમ,
૧૪. પોતાની આજુબાજુના પ્રદેશની સાદી તપાસો,
૧૫. સામાન્ય કાંતણ-પીંજણ અને કોઈ એક હાથ-ઉદ્યોગનું જ્ઞાન,
૧૬. ગ્રામસફાઈ અને શરીરસ્વાસ્થ્યનું જ્ઞાન,
૧૭. પ્રૌઢશિક્ષણ પદ્ધતિ,
૧૮. સાદા ભજવવા લાયક સંવાદો.

વિદ્યાર્થીના શાળા-મહાશાળાના જીવન દરમિયાન વિદ્યાર્થીમંડળો કે અભ્યાસગૃહો કે વ્યાયામશાળાઓ આવાં કામો પોતાની અસર તળેના વિદ્યાર્થીઓને ક્રમવાર શીખવવાની વ્યવસ્થા કરી શકે. તેમણે જુદી જુદી શ્રેણીના વિદ્યાર્થીઓ માટે પોતાનો કાર્યક્રમ બનાવવો જોઈએ અને ફાલતુ સમયમાં અને રજાઓના દિવસોમાં, છૂટક છૂટક ભાષણો આપવાને બદલે, અમુક ઢપતાથી તે કાર્યક્રમ મુજબ પદ્ધતિસર અભ્યાસ થાય, એવી યોજના કરવી જોઈએ. આખા ગુજરાતનું એક વ્યવસ્થિત મંડળ હોય અને તે દ્વારા ઠેકઠેકાણે ક્રમિક વર્ગો યોજાય તો તે રીતે વ્યવસ્થિત કામ થઈ શકે. તેમ કરતાં કરતાં વિદ્યાર્થીઓ માટે સૂચવાયેલા રચનાત્મક કાર્યક્રમનો પણ સહેજે અમલ થઈ શકશે અને વિદ્યાર્થીઓની કેળવણીની ઊણપ પૂરી કરી શકાશે.

ઉપરના મુદ્દાઓની કેટલીક વિગતો સૂચનારૂપે નીચે આપી છે. તેમાં અનુભવીઓ સુધારાવધારા કરીને તેને વધારે વિગતવાર બનાવીને ક્રમિક રૂપ આપી શકે :

(૧) દરેક ગુજરાતીએ ગુજરાતની ચારે દિશામાં નીચેના જેવાં સ્થળોએ ફરી વળવું જોઈએ. પ્રવાસ બને તેટલો પગપાળા કરવો જોઈએ. અને દરેક જગ્યાએ જતા અગાઉ તેની ઐતિહાસિક અને ભૌગોલિક માહિતી તથા જોવા લાયક સ્થળોની માહિતી મેળવી લેવી જોઈએ. અને પ્રવાસ દરમિયાન દરેકે પોતાની નોંધ કરવી જોઈએ :—

(૧) વડોદરા, ડભોઈ, પાવાગઢ, શિવરાજપુર (૨) નર્મદાકાંઠો, શુક્લતીર્થ, કબીરવડ, સુરપાણ (૩) ગિરનાર, જૂનાગઢ, વેરાવળ (૪) ભાવનગર, શેત્રુંજય (૫) દ્વારકા–ઓખા (૬) મોઢેરા, પાટણ, સિદ્ધપુર, બાલારામ (૭) આબુ, અંબાજી (૮) વડનગર, તારંગા (૯) ઈડર, ખેડબ્રહ્મા (૧૦) કપડવંજ, ઉત્કંઠેશ્વર (૧૧) નળકાંઠો (૧૨) ડાકોર, લસુંદ્રા, દાહોદ તથા ભીલ પ્રદેશ

ઉપરના પ્રવાસમાં ગુજરાતની નીચેના જેવી પ્રજાકીય સંસ્થાઓ જોવાનો સમાવેશ કરી લેવો જોઈએ : અમદાવાદ—હરિજન આશ્રમ, વિદ્યાપીઠ, જ્યોતિસંઘ. નડિયાદ—અનાથાશ્રમ, વિઠ્ઠલ કન્યા વિદ્યાલય. બોચાસણ—વલ્લભ-વિદ્યાલય. વેડછી, મઢી, મરોલી વ૦ના આશ્રમો. આંબલા ગ્રામદક્ષિણામૂર્તિ. તરવડા સર્વોદય મંદિર. વગેરે.

આવી જે જે સંસ્થાઓ, જ્યાં કંઈ વિશેષ દૃષ્ટિથી કામ થતું હોય, તે જોતા જવાનું પ્રવાસનું એક ખાસ કામ હોવું જોઈએ.

આ ઉપરાંત ગુજરાત બહાર સગવડ પ્રમાણે નીચેનાં સ્થળોનો પ્રવાસ પણ ખેડવો જોઈએ:—

(૧) ચિતોડ, ઉદેપુર, ઉજ્જન, ઇંદોર (૨) અજમેર, જયપુર, દિલ્હી, હરદ્વાર (૩) આગ્રા, મથુરા, કાશી (૪) મુંબઈ, નાશિક, જબલપુર (૫) અજંતા, ઇલોરા, પૂના, વર્ધા (૬) કલકત્તા, પટના, પૂરી (૮) મદ્રાસ, બેંગલોર, મૈસૂર, રામેશ્વર (૯) કાશ્મીર

આવા વિદ્યાર્થી-ઉપયોગી પ્રવાસોની જરૂરી માહિતી અને નકશા સાથે નાનકડી પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરી હોય, તો વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે.

પ્રવાસોની સાથે બીજાં કામો ભેળવવાં મુશ્કેલ હોય છે. એટલે કેટલીક રજાઓ આવા પ્રવાસ માટે રાખવી જોઈએ, કેટલીક તાલીમવર્ગો માટે અને કેટલીક લોકસંપર્ક તથા રચનાત્મક કામ માટે.

(૨) શિક્ષકો અને વિદ્યાર્થીઓએ ગુજરાતની જુદી જુદી કોમોની (ભરવાડ, ઠાકરડા, બારૈયા, હળપતિ, રાનીપરજ, ભીલ) વચ્ચે જઈને રહેવું જોઈએ અને તેમની કેટલીક માહિતી ભેગી કરવા ઉપરાંત તેમની સાથે રહીને સફાઈ, પ્રૌઢશિક્ષણ જેવાં કામો કરવાં જોઈએ. જુદાં જુદાં નક્કી કરેલાં ગામોમાં બબ્બે કે ત્રણ ત્રણ ટુકડી રહે તો કામ થાય અગર તો કોઈ મધ્યસ્થ સ્થળે છાવણી નાખીને આજુબાજુના પ્રદેશોમાં કામ કરી શકાય. એ રીતે સમૂહજીવન, બીજી તાલીમ, લોકસંપર્ક, રચનાત્મક કામ, બધાંનો ભેગો મેળ બેસાડી શકાય. આની સાથે શકયતા પ્રમાણે આજુબાજુનાં જોવા લાયક સ્થળો પણ જોઈ શકાય. રોજ એકેક ગામ ફરતા જવામાં તકલીફ વધારે પડે છે અને ખાસ કામ થઈ શકતું નથી, તેમ વધારે સંપર્ક સધાતો નથી. એટલે છાવણી નાખીને ફરવું અગર નાની નાની ટુકડીઓમાં અમુક ગામડાંના જથ્થામાં રહેવું ઇષ્ટ છે.

(૩) તાલીમ વર્ગોમાં ઉપર જણાવેલા વિષયોનું જ્ઞાન અને તાલીમ, તેનો ક્રમ ગોઠવીને, ત્રણેક વર્ષમાં આપવાં જોઈએ. ગ્રીષ્મ વ્યાયામવર્ગોએ જેમ ક્રમવાર શિક્ષણની વ્યવસ્થા કરી હતી, તેવો તેનો ક્રમ ગોઠવવો જોઈએ. અને સગવડ પ્રમાણે જુદે જુદે ઠેકાણે તેના વર્ગો ચલાવવા જોઈએ. આ

અભ્યાસક્રમ અને તેને લગતાં પુસ્તકો નક્કી કરવામાં વિદ્યાપીઠનો 'સ્વરાજ્ય વિદ્યાલય'નો અને 'સમાજ સેવા મંદિર'નો અભ્યાસક્રમ અગર ચરખા સંઘનો નવો અભ્યાસક્રમ ઉપયોગી થઈ શકે તેમ છે. આ વર્ગોનાં અભ્યાસક્રમ અને કાર્યક્રમ તથા દિનચર્યા વ્યવસ્થિત અને નક્કી હોવાં જોઈએ. તેમાં શરીરશ્રમ, વાચન, લેખન અને પ્રશ્નાવલિને ઉત્તેજન આપવું જોઈએ.

(૪) વિદ્યાર્થીઓ સામાન્ય રીતે ફાલતુ ગમે તેવું સાહિત્ય વાંચે છે. તેથી શબ્દભંડોળ કદાચ વધતું હશે, પણ ઉપયોગી વિષયોનું જ્ઞાન વધતું નથી. તાલીમવર્ગોના વિષયોને અંગે અને સામાન્ય જ્ઞાનના વિષયોને અંગે ('ગાંધી સાહિત્ય'ની સૂચિ તૈયાર થઈ છે તેવી) વિષયવાર ઉપયોગી સાહિત્યની એક સૂચિ તૈયાર કરવામાં આવે, તો જિજ્ઞાસુ વિદ્યાર્થીઓને ઘણી ઉપયોગી થઈ પડે. વિદ્યાર્થીમંડળો તે મુજબ પુસ્તકો વસાવી શકે અને તેનો તાલીમવર્ગ દરમિયાન અને બીજા સમયમાં ઉપયોગ થઈ શકે. (આવી એક નાની યાદી આ પુસ્તિકાના છેલ્લા પ્રકરણમાં આપી છે.)

(૫) વિદ્યાર્થીઓ પાસે નાની નાની આર્થિક તપાસો કરાવવી જોઈએ. તેથી પુસ્તકમાંથી ન મળે તેવું કેટલુંક સામાન્ય જ્ઞાન પ્રત્યક્ષ મળી જાય છે, લોકોનો પરિચય થાય છે, અને આંકડાઓનું વર્ગીકરણ અને તારવણી કરવાની જરૂરી તાલીમ મળે છે. પણ આ કામ લોકોની કાંઈક સેવા કરીને, તેમનો વિશ્વાસ સંપાદન કરીને કરવું જોઈએ, અને તે નાના પાયા પર મર્યાદિત સ્વરૂપમાં હોવું જોઈએ. આવી તપાસો માટે નીચેના મુદ્દા સૂચવી શકાય: —

(૧) પોતપોતાના ફળિયાના ગામની કે નાતની જનસંખ્યા તથા કેળવણી વિષયક અને સામાજિક સ્થિતિ, (૨) ગામનાં ઢોર અને દૂધના ધંધાની સ્થિતિ, (૩) કુંભાર, મોચી, દરજી, લુહાર, ઘાંચી જેવા કારીગરોમાંથી એકાદ કે તેથી વધુ કારીગરોની સ્થિતિ, (૪) હરિજનોની સંખ્યા, ધંધા, અને સ્થિતિ, (૫) મોટરો, ઘંટી, દૂધનો સંચો, હોટેલો જેવાં સાધનોની ગામ પર અસર, (૬) 'માતર તાલુકાની આર્થિક તપાસ'માં ગામની સામાન્ય માહિતી ભેગી કરવાનું રાખ્યું છે તેવી ગામવાર સામાન્ય માહિતી, વગેરે.

આવી તપાસોમાં અટપટી અને લાંબી તપાસણીમાં પડવું ન જોઈએ. દેવા જેવા પ્રશ્નોમાં પણ ઊતરવું ઠીક નથી. પણ નાના મુદ્દા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. તેની પ્રશ્નાવલિ અગાઉથી નક્કી કરવી જોઈએ અને તે બાબત પૂરતી સમજણ દરેકને આપવી જોઈએ. તથા માહિતી બરાબર મળે તે માટે સ્થાનિક માણસોની મદદથી અગાઉથી વાતાવરણ તૈયાર કરી રાખવું જોઈએ. ગમે તેમ જઈને માહિતી ભેગી કરવા જતાં લોકો શંકામાં પડે છે અને માહિતી મેળવી શકાતી નથી, તે બાબત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે

(૬) આપણા દેશની આમ જનતાના આધારરૂપ કાંતણ-પીંજણનું સામાન્ય જ્ઞાન દરેક વિદ્યાર્થીને તાલીમવર્ગો મારફત આપવું જોઈએ અને પછી દરેકે યજ્ઞાર્થે કાંતવાની ટેવ પાડવી જોઈએ. આ આવડત ગામડાંમાં કામ કરવામાં ઘણી ઉપયોગી થઈ પડે છે. દેશના ગરીબો સાથેના સમભાવનું પ્રતીક તો તે છે જ.

આ ઉપરાંત કોઈ પણ એક ગ્રામઉદ્યોગનું (જેમ કે, ખેતી, પશુપાલન, સુથારી, લુહારી, માટીકામ, ચામકામ, ઘાણી, હાથકાગળ, મધમાખ-ઉછેરકામ) દરેક જાણી લે, તો ગ્રામજીવન અને સ્વાવલંબી જીવનની દૃષ્ટિએ ઇષ્ટ છે.

(૭) 'આંધળાનું ગાડું', 'ખેડૂતનો શિકારી', 'શાન્તિદાસ', 'નવું રેલવે સ્ટેશન', 'બે કેરી', જેવા ચૂંટેલા કેટલાક સંવાદો અને નાનાં નાટકો તૈયાર કરાવવાં જોઈએ, જે ગામડાંમાં ફરતાં લોકોને ગમત સાથે જ્ઞાન આપવામાં કામ લાગે.

આ બધું કામ સ્વયંશિક્ષણની દૃષ્ટિએ કરવામાં આવે તો જ ઉપયોગી નીવડે. ગામડાંમાં જનારો લોકોના ઉપર ઉપકાર કરવા જાય છે કે લોકોને કંઈ શીખવી દેવા જાય છે એ દૃષ્ટિએ જશે, તો તે લોકોને કંઈ આપી શકશે નહિ અને તેને પોતાને પણ કંઈ મળશે નહિ. આ બાબત પ્રથમથી મનમાં સાફ હોવી જોઈએ. વિશેષમાં, સઘળું કામ ક્રમસર અને યોજનાપૂર્વક થવું જોઈએ અને તેમાં શિક્ષકોનો અને વિદ્યાર્થીઓનો સહકાર હોવો જોઈએ. કોઈ મધ્યસ્થ મંડળ આ બધું યોજી શકે તો આપણી કેળવણીમાં આપબળે નવો યુગ શરૂ થાય. તેની સચોટ અસર પાડવા માટે શિક્ષકો અને વિદ્યાર્થીઓએ મળીને સંગઠિત કામ કરવું જોઈએ, અને આજે છૂટક છૂટક પ્રયત્નો ચાલે છે તેને બદલે ક્રમબદ્ધ યોજનાપૂર્વક કામ ઉપાડવું જોઈએ. આ દિશામાં ગ્રીષ્મ પ્રવૃત્તિ માટે નિમાયેલી મધ્યસ્થ સમિતિએ પ્રયત્ન આદર્યો છે તે આવકારપાત્ર છે.*

---

* 'શિક્ષણ અને સાહિત્ય' – માર્ચ, '૪૬ના અંકમાં પ્રસિદ્ધ થયેલો શ્રી. વિઠ્ઠલદાસ કોઠારીનો લેખ.

# ૫

# મધ્યસ્થ સમિતિની રચના

ગયા પ્રકરણમાં કહેલી મધ્યસ્થ સમિતિ વિષે હવે જોઈએ.

૧

સમસ્ત ગુજરાત — એટલે કે બ્રિટિશ તેમ જ દેશી રાજ્યોમાં ચાલતી છૂટીછવાઈ ગ્રીષ્મપ્રવૃત્તિને એકમેળ અને સમન્વિત કરવી જોઈએ. તેને સળંગ ચાલુ પણ રાખવી જોઈએ. તો પછી તેમાં કરવાનાં કામો યોજના-અને-ક્રમ-બદ્ધ હોવાં ઘટે. આ વિચાર મોડોવહેલો કરવાનો આવશે જ, એમ તેમાં પડેલા કેટલાક સેવકોને લાગતું હતું. તે માટે વિચાર કરવા એક સભા ગયા જાન્યુઆરી માસમાં શ્રી મોરારજી દેસાઈના પ્રમુખપદે મળી હતી. તેમાં ગુ. વ્યા. મંડળ, અમદાવાદ વ્યા. મંડળ, ગુજરાત અને કાઠિયાવાડ વિદ્યાર્થી મંડળ, સેવા સંઘ (બારડોલી), અમદાવાદ રાઇફલ એસોસિયેશનના પ્રતિનિધિઓ, તેમ જ લોકસેવા તાલીમવર્ગ (થામણા)ના શ્રી બબલભાઈ મહેતા, ગુજરાત વિદ્યાપીઠના શ્રી મગનભાઈ દેસાઈ, વિઠ્ઠલ કન્યાવિદ્યાલય (નડિયાદ)ના શ્રી દેસાઈભાઈ, વલ્લભ વિદ્યાલય (બોચાસણ)ના શ્રી શિવાભાઈ, અને સેવાદળના જિલ્લાના કાર્યકરો મળી કુલ ચોવીસની હાજરી હતી.

સભામાં સામાન્ય ચર્ચા થયા બાદ નીચેના મુદ્દાઓ નક્કી કરવામાં આવ્યા હતા. અને તે ઉપર આગળ વિચાર કરવા માટે તા. ૧૦મી ફેબ્રુઆરીના રોજ બપોરે ત્રણ વાગ્યે કોંગ્રેસ હાઉસમાં ફરી મળવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

૧. અખિલ ગુજરાતમાં ચાલતી ગ્રીષ્મપ્રવૃત્તિનું એકમેળથી અને સમન્વયપૂર્વક કામ ચાલે એ જરૂરી છે. એને માટે સલાહ આપવા તથા સમન્વય વિચારવા માટે એક મધ્યસ્થ મંડળ હોય તો ફાવે.

૨. જુદાં જુદાં મંડળો આજે ગ્રીષ્મવર્ગો ચલાવે છે. આ વર્ષે તેઓ પોતાનો વર્ગ ચલાવવા માગે છે કે કેમ તે વિચારવું.

૩. સામાન્યપણે તે તે મંડળો પોતાનું કામ કઈ ઢબે ગોઠવવા ઇચ્છે (કલમ ૧લીની દૃષ્ટિએ), તેની સામાન્ય રૂપરેખા વિચારવી.

૪. ગ્રીષ્મ પ્રવૃત્તિમાં અત્યારે જે થાય છે, તેમાં નીચેનાં બિંદુઓ મુખ્યત્વે જોવા મળે છે: (૧) રાષ્ટ્રની દૃષ્ટિએ સામાન્ય જ્ઞાનમાં ઉમેરો, (૨) ગ્રામસેવાનાં કામોનો પરિચય, (૩) વ્યાયામ, (૪) કવાયત, શિસ્ત અને જાતમહેનતનો મહાવરો, (૫) સેવાદળનું કામ, અને (૬) રચનાત્મક કામોની સમજ અને બનતો પરિચય.

જુદાં જુદાં મંડળો આમાંથી એક કે બીજા મુદ્દાને લઈને પોતાનું કામ કરે છે. સમગ્ર તાલીમની દૃષ્ટિએ આ બધાં બિંદુઓને પોતપોતાના કામની મુખ્ય નજરે પોતાના અભ્યાસક્રમમાં સ્થાન આપવા વિચાર કરવો.

૫. વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓનું કામ એકસાથે કરી શકશે કે કેમ, એ દરેક મંડળ, પોતાના કામને અંગે, વિચારી લાવે.

૨

તે મુજબની બીજી સભા તા. ૯-૨-'૪૬ના રોજ, શ્રી મોરારજી દેસાઈને પ્રમુખપદે, અમદાવાદ કોંગ્રેસ હાઉસમાં મળી હતી. ૨૭ જણ હાજર હતાં. આગલી સભામાં નક્કી કરેલા મુદ્દાઓ વિષે સામાન્ય ચર્ચા થયા બાદ, ગુજરાતભરમાં ચાલતી આ પ્રવૃત્તિનું એકમેળથી ને સમન્વયપૂર્વક કામ ચાલે તે ઉદ્દેશથી સલાહ તથા દોરવણી આપવા માટે, એક મધ્યસ્થ પ્રતિનિધિ સમિતિ નીમવામાં આવી. તે નીચે મુજબ છે:—

શ્રી મગનભાઈ દેસાઈ પ્રમુખ
શ્રી પુષ્પાબહેન મહેતા
શ્રી બબલભાઈ મહેતા
શ્રી જાદવજી મોદી
શ્રી પોપટ વ્યાસ
શ્રી ચીનુભાઈ શાહ
શ્રી ઇનામદાર મંત્રી

આ સમિતિએ ગ્રીષ્મવર્ગ ચલાવનાર સૌને માટે જે માર્ગદર્શક સૂચનાઓ બહાર પાડી છે, તે આજને માટે આ વર્ગોનો સામાન્ય અભ્યાસક્રમ છે એમ કહી શકાય. તે જોઈએ.

# ૬

# ગ્રીષ્મવર્ગો માટે સર્વસામાન્ય અભ્યાસક્રમ

ગુજરાતભરમાં વિદ્યાર્થીઓ ઉનાળાની રજાઓનો રાષ્ટ્રીય દૃષ્ટિએ સદુપયોગ કરવા સ્વાભાવિક પ્રેરાય છે. તેમાંથી તેમની ગ્રીષ્મપ્રવૃત્તિનો જન્મ થયો અને થોડાં વરસથી તેનો વિકાસ થઈ રહ્યો છે. આ કામ કોઈ મધ્યસ્થ દોરવણીથી થાય ને તેમાં એકદૃષ્ટિ અને સમન્વય આવે તો સારું ખીલી શકે, એ નિર્વિવાદ છે. તેથી તેનો વિચાર કરવાને માટે ગુજરાત કાઠિયાવાડનાં આ કામમાં રસ લેતાં ભાઈબહેનોએ મળી, એક ગ્રીષ્મપ્રવૃત્તિ મધ્યસ્થ સમિતિ નીમી છે.

આ સમિતિએ બે બેઠકોમાં મળીને, આવતા ઉનાળામાં વર્ગો ચલાવનારાઓને માર્ગદર્શક અને મદદરૂપ થાય, એ માટે કેટલીક સૂચનાઓ અને ભલામણો વિચારી કાઢી છે.

ગ્રીષ્મવર્ગો સ્થાનિક વિદ્યાર્થીઓ પૂરતા હશે; અને અમુક પ્રદેશના વિદ્યાર્થીઓ માટે ફાવે એવા કોઈ મધ્યસ્થ સ્થાને ચાલનાર પણ હશે. કેટલાક વર્ગો ગુજરાતમાંથી જે આવવા ઇચ્છે તે બધાને માટે હશે. બહેનો માટે પણ વર્ગો ચાલશે.

વર્ગમાં પોતપોતાનો ખાસ કાર્યક્રમ પણ હશે. જેમ કે, (૧) કોઈ વર્ગ સામાન્યજ્ઞાનની વૃદ્ધિ ઉપર મુખ્ય ભાર દેશે; (૨) કોઈ ખાસ વ્યાયામની તાલીમ માટે હશે; (૩) કોઈમાં સેવાદળની તાલીમ આપવાની નિયત હશે; (૪) કોઈ વર્ગો રચનાત્મક કામનો પરિચય અને ગ્રામસેવાના પાઠો આપવા માટે હશે.

છતાં, આ બધામાં એક વસ્તુ તો સમાન રૂપે રહેશે, અને તે એ કે, બધા વર્ગોનું સંચાલન દેશની સ્વતંત્રતા માટે કોંગ્રેસે દેખાડેલા સિદ્ધાંતો તથા નીતિરીતિને વફાદાર રહીને કરવામાં આવશે. આપણા પ્રાચીન પ્રસિદ્ધ રાષ્ટ્રના સ્વરાજની દૃષ્ટિ અને તેને માટે કોંગ્રેસે સત્ય અને અહિંસાનાં જે સાધનો બતાવ્યાં છે તે, આ બધા વર્ગોને એકસરખાં લાગુ પડતાં હશે.

બધી નાતજાત, કોમો તથા ધર્મીઓ પ્રત્યે સમતા અને બંધુતાની ભાવના આપણા રાષ્ટ્રની સંસ્કૃતિનું અમર સૂત્ર છે. આથી આ વર્ગોમાં સર્વધર્મ-સમભાવ તથા બધી કોમો ઇ૦ની એકતાનો ભાવ પાયામાં રહેલો હશે. હરિજનોને તેમાં સમાન દરજ્જાનું સ્થાન હશે. આ ભાવનાને મૂર્તિમંત કરવા માટે વર્ગોના કાર્યક્રમમાં સક્રિય દૃષ્ટિ રખાવી જોઈએ.

બીજું, આ વર્ગોના શિબિરો ચાલશે. ચોવીસે કલાક તેમાં બધા સાથે રહેશે. એમાં વિદ્યાર્થીની સમગ્ર તાલીમ થાય એ દૃષ્ટિએ, શિબિર-વ્યવસ્થામાં ને વર્ગસંચાલનમાં કેટલીક સર્વસાધારણ બાબતો સચવાવી જોઈએ. આને માટે

સમિતિએ થોડીક સર્વસામાન્ય બાબતો વિચારી છે, કે જેમને બધા પ્રકારના વર્ગોના કાયક્રમમાં સ્થાન મળવું જોઈએ :—

૧. સામાન્ય જ્ઞાનવૃદ્ધિની બાબતમાં નીચેનું —

(૧) રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ (કોંગ્રેસનાં ૬૦ વર્ષ) (રોજ ૦॥। કલાક)

(૨) રચનાત્મક કાર્યક્રમ શું છે ? શા માટે ? તેની વિગતોની અગત્ય અને સમજ (રોજ ૦॥। કલાક)

૨. રાષ્ટ્રભાષા હિંદુસ્તાની (બેઉ લિપિમાં) (રોજ ૦॥ કલાક)

૩. જનતા જોડે સંપર્ક — તેમની સેવાનાં કામો દ્વારા (અઠવાડિયામાં એક દિવસ નક્કી કરી શકાય)

૪. વ્યવસ્થિત શિબિર-જીવન — શિસ્ત અને જાતમહેનતની તાલીમ (રોજ ૧ કલાક શિબિરકામોમાં)

૫. કસરત કવાયત અને રમતો (રોજ કુલ ૧॥ કલાક)

૬. રાષ્ટ્રીય મૂળઉદ્યોગો — કાંતણ પીંજણ ઇ૦ (રોજ ૧ કલાક)

ઝઝૂમતા દુકાળની દશા અને તેને પહોંચી વળવા માટે શું કરવું ? — આ બાબત પણ સામાન્ય જ્ઞાનની એક પ્રાસંગિક જરૂર સમજી ઉમેરવી જોઈએ. (યુક્તાહાર કોને કહેવાય ? તેની સમજ.)

ગ્રીષ્મવર્ગ માટે આ સર્વસામાન્ય વિષયો થયા. તેને માટે ક્રમવાર સમય રોજ કેટલો આપવો એ તેની સાથે જણાવ્યું છે. તે પરથી દિનચર્યા ઘડવામાં આવે તો દિવસના કલાકોની ફાળવણી આ પ્રમાણે થઈ રહેશે —

| | | કલાક |
|---|---|---|
| શિબિરકામો | | ૧ |
| કસરત, કવાયત, રમતો | | ૧॥ |
| સ્વાધ્યાય | | ૧ |
| ભોજન નાસ્તો ઇ૦ | | ૨॥ |
| નાહવું ધોવું | | ૧ |
| આરામ અને ઊંઘ | | ૮ |
| વર્ગ કામ — | | ૨ |
| રચનાકાર્યનો પરિચય ઇ૦ | ૦॥। | |
| રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ | ૦॥। | |
| હિંદુસ્તાની | ૦॥ | |
| કાંતણ પીંજણ | | ૧ |
| સાયંપ્રાર્થના કે આખા શિબિરનું સંમેલન (ખબરઅંતર, શિબિરસૂચનાઓ, પ્રવચન ઇ૦) | | ૧ |
| | કુલ | ૧૯ |

બાકીના ૫ કલાકમાં દરેક વર્ગ પોતાપોતાની ખાસિયત પ્રમાણેનાં કામો ગોઠવી શકે. એ સમય પોતપોતાના વિશેષ કામને માટે પૂરતો થશે એમાં શંકા નથી.

આ વર્ગોનો ગણવેશ ખાદી રહે એવો આગ્રહ રાખી શકાય તો સારું. ખાદીને માટે કાંતવું હવે જરૂરી છે. એટલે આ વર્ગોમાં એક કલાક, તે ન જાણનારને શીખવવા, ને જાણનારને વધુ સારું શીખવવા ને કાંતણવિદ્યાની છેલ્લી બાબતોની જાણ કરવામાં આપવો જોઈએ.

આ વર્ગોમાં અનેક વક્તાઓને નોતરવાનો એક સામાન્ય ક્રમ બની ગયો છે. આથી સહેજે અનેક જણનો પરિચય ને સંપર્ક મળી રહે છે. પરંતુ એ જ આ વર્ગોને ચલાવવાનું પ્રયોજન કે એના ઉપર તે નિર્ભર રહે એવું ન હોવું જોઈએ. દરેક વર્ગસંચાલકે પોતાના વર્ગ માટે નક્કી કામ અને તે ચલાવનાર માણસો પહેલેથી વિચારી લેવા જોઈએ. મહેમાનોને નોતરવામાં આવે; જે આવી શકે તે ભલે તેમાં અભિવૃદ્ધિ કરનારા હોય. કહેવાની મતલબ કે,— અનેક વ્યાખ્યાતાઓ બહારથી આવે તેના ઉપર વર્ગની સફળતાને ન ટકવવી; પણ જેમ એક શાળા પોતાનું સમયપત્રક અને તેનું પાલન વિચારી તેનું આયોજન કરી લે છે, તેમ આ વર્ગોનું થવું જોઈએ.

નર્યા વ્યાખ્યાનક્રમને પણ ઉત્તેજન બહુ ન ઘટે. વિદ્યાર્થીઓ સ્વાધ્યાય કરે, ચર્ચાઓ ગોઠવે, પ્રશ્નોત્તરીઓ રાખે, નિયત વિષયો પર અભ્યાસ કરી પોતે નિબંધવાચન કરે, પોતાનું હસ્તલિખિત ચલાવે, આસપાસની જનતાની સેવાનાં કામોમાં વખત આપે, પ્રવાસમાં અમુક સમય આપે. આ પ્રકારનાં કામો કરવાથી ઉપયોગી તાલીમ મળે છે. તે દ્વારા વસ્તુ વધારે વિશદ થાય છે અને વિદ્યાર્થીઓ પોતાના કામને રસિક પણ કરી શકશે.

એક સૌથી મુખ્ય વાત તે એ કે, આ વર્ગોના શિબિરો એવી રીતે ચાલવા જોઈએ કે તેની છાપ આસપાસના લોક ઉપર જાતમહેનત, ઉદ્યમ, સેવા, સદ્ભાવ અને જનતાપ્રેમની પડે. કોઈ રીતે આપણે લોક ઉપર બોજારૂપ કે પીડારૂપ તો ન જ થઈ શકીએ. આખું વાતાવરણ સ્વરાજપ્રેમ અને રાષ્ટ્રીયતાની શિસ્તવાળું થઈ રહેવું જોઈએ. સ્વચ્છતા ઊંચનીચભાવનો અભાવ અને અસ્પૃશ્યતાનિવારણ, જેવી બાબતોમાં શિબિરજીવન ઘડો લેવા જેવું હોવું જોઈએ.

આટલી સામાન્ય બાબતોના અમલની ખાતરી કરી લઈને વર્ગ ચલાવવાની તૈયારી કરવી જોઈએ.

# ૭

# મુખ્ય મુદ્દાઓ

ગયા પ્રકરણમાં અભ્યાસક્રમની જે રૂપરેખા જોઈ તે બધા પ્રકારના ગ્રીષ્મવર્ગોને માટે સર્વસામાન્ય ધોરણરૂપે છે. એટલે કે, જેમ કોઈ વર્ગનો સામાન્ય અભ્યાસક્રમ + વિશેષ વિષયોનો ક્રમ હોય છે, તેવા પ્રકારની શિક્ષણની ચાલુ પરિભાષામાં કહેવું હોય તો, એમ કહીએ કે, ગ્રીષ્મવર્ગ માટે નીચેના વિષયો સામાન્ય અભ્યાસક્રમના છે; તે ઉપરાંત દરેક વિદ્યાર્થી પોતાની પસંદગીનો વિશેષ વિષય લેશે. આ સામાન્ય અભ્યાસક્રમમાં પાયાના મુદ્દા બે છે —

૧. સત્ય અને અહિંસાની મહાસભાની નીતિ આ પ્રવૃત્તિનો પાયો રહેશે.

૨. ઊંચનીચભાવ, કોમી વિખવાદ, અસ્પૃશ્યતા જેવાં આપણાં પ્રજાકીય દૂષણો આ પ્રવૃત્તિમાંથી જાગ્રતપણે દૂર રહેશે. સર્વધર્મસમભાવ અને કોમી ઐક્ય આ વર્ગોનો બીજો મોટો પાયાનો સિદ્ધાંત હશે.

એનો અર્થ એ કે, આ બે સિદ્ધાંતો વર્ગની આખી પ્રવૃત્તિના પાયારૂપ હોઈ તેમાં ઓતપ્રોત થશે. આ બાબતમાં વર્ગોમાં શું કરી શકાય તે ટૂંકમાં જોઈએ.

### ૧. સત્ય અને અહિંસાની નીતિ

ગાંધીજીની આ નીતિથી કામ કરતાં આપણું રાષ્ટ્ર આજની સ્થિતિએ આવ્યું છે. એ નીતિના બે ભાગ પાડી બતાવાય — (૧) પ્રજાની તાકાત ઘડવા તથા વધારવાને માટે તેમની અંદર પહોંચી રચનાકાર્ય કરવાં. આ કામ કરવાની દૃષ્ટિ નિર્ભેળ તેમની સેવાની હોય. તેમાં સત્તાનું રાજકારણ ખેલવાની સોદાવૃત્તિ ન હોઈ શકે. આ ભાગ એટલે મહાસભાનો અઢારવિધ રચનાત્મક કાર્યક્રમ.

(૨) બીજો ભાગ અહિંસક અસહકાર અને સવિનય કાનૂનભંગ દ્વારા, જરૂર પડે ત્યારે, લડત કરવી તે.

આ બેઉ વસ્તુની સ્પષ્ટ સમજ શાળામહાશાળાઓમાં નથી મળતી. આ પદ્ધતિ આજકાલ કરતાં દોઢેક પેઢી જેટલી જૂની થઈ. એટલે કે, તેનાં ઇતિહાસ, આયોજન-પદ્ધતિ અને ફિલસૂફી છે. ગ્રીષ્મવર્ગોમાં એનું શિક્ષણ આપી શકાય. જોકે, અમુક જ દિવસમાં અનેક બાબતો કરવાની હોઈ, આ મોટી બાબતને પૂરો ન્યાય ન આપી શકાય. છતાં પૂરક કેળવણીની એક મોટી બાબત આ છે, એમ તો ખરું જ.

આ અંગે સામાન્યપણે નીચેની બાબતો વિષે પરિચય આપવામાં આવે :

૧. રચનાત્મક પ્રવૃત્તિઓ કઈ કઈ છે ? તેને અંગે રચવામાં આવેલી સંસ્થાઓ. તે સંસ્થાઓનું કામકાજ.

૨. આ પ્રવૃત્તિઓ શા માટે કરવી જોઈએ? દેશના ઘડતરમાં તેની અગત્ય. તે કરવાના માર્ગો.

૩. સત્યાગ્રહની લડતોનો ઇતિહાસ. તે દ્વારા તેની લડત-નીતિ સમજી શકાય.

૪. સત્યાગ્રહનો સિદ્ધાંત. એની તાત્ત્વિક સમજ.

આ અંગે વાચન પૂરું પાડતાં પુસ્તકો છેલ્લા પ્રકરણમાં આપવામાં આવતી યાદીમાં મળશે.

## ૨. કોમી એકતા ને સર્વધર્મસમભાવ

તાલીમવર્ગોમાં કોમ કે નાતજાતના ભેદ વિના સૌ કોઈ સમાન દરજ્જે સાથે રહેશે. દરેકનો ધર્મ પોતપોતાના જીવનને ઘડવાને માટે પોતાની દૃષ્ટિનો વિષય છે; સામુદાયિક પરસ્પર વ્યવહારમાં સૌએ સાથે રહેવામાં તે વાંધારૂપ ન હોઈ શકે, બલ્કે મદદરૂપ થવો જોઈએ. આને માટે દરેક ધર્મીએ સામાના ધર્મને સમજવો જોઈએ અને તે પ્રત્યે સમભાવ કેળવવો જોઈએ.

વર્ગોમાં સામાન્ય જ્ઞાનના અંગ તરીકે દુનિયાના મુખ્ય મુખ્ય ધર્મોનો પરિચય આપી શકાય. તે માટે ટૂંકી રૂપરેખા નીચે આપી છે —

### પ્રાસ્તાવિક

હિંદની ધાર્મિક ભૂગોળ, એટલે કે, ધર્મો, તેમની જનસંખ્યા ઇ૦ હકીકતો.

રાષ્ટ્રીયતા અને અનેક ધર્મોનો સંબંધ — 'ધર્મ' સામે વિરોધની આજની ફેશનમાં રહેલું તત્ત્વ. ધાર્મિકતા વસ્તુ શી છે. કર્મકાંડ અને વિધિનિષેધ તથા ધાર્મિકતા.

ધર્મપ્રચાર અને ધર્માંતર વિષે સાચી નીતિ. સર્વધર્મસમભાવની દૃષ્ટિ, ધર્મજીવન અને ધાર્મિક શ્રદ્ધા.

### હિંદુધર્મ

૧. અપૌરુષેય આગમ – સુધારો કરવાની સદાની ગુંજાશ.

૨. ધર્મશાસ્ત્રો – વેદ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, સંતવાણી, (ગીતા, ઉપનિષદો, બ્રહ્મસૂત્ર) પ્રસ્થાનત્રયી.

૩. ઇતિહાસ – વેદના ઋષિઓ; બુદ્ધ, મહાવીર, શંકર, રામાનુજ, મધ્વ, વલ્લભ, રામાનંદ, કબીર, નાનક, ચૈતન્ય, રામકૃષ્ણ-વિવેકાનંદ.
બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ અને તેમના સંસ્થાપકો.

૪. જીવનવ્યવસ્થા — પાપપુણ્ય; ચાર પુરુષાર્થ; ચાર વર્ણાશ્રમ; સાર્વવર્ણિક ધર્મ.

૫. જીવનવ્યવહાર – નાતજાત; અસ્પૃશ્યતાની ઊંચનીચતા; રોટીબેટીવ્યવહાર; તેમાં સુધારો ને સમાજસુધારકો.

### પારસીધર્મ

ઈરાનમાં ઉત્પત્તિ. ત્યારની સ્થિતિ
અશો જરથુષ્ટ્રની જીવનકથા
તેમના ધર્મનું તત્ત્વ
હિંદુસ્તાનમાં પારસીઓ

### ઈસ્લામ

અરબસ્તાનમાં ઊગમ. ત્યારની સ્થિતિ.
હજરત મહંમદનું જીવનચરિત્ર
કુરાનેશરીફ
ધર્મતત્ત્વ
તેના પંથો — શિયા, સુન્ની, ખોજા, અહમદિયા, ઇ૦

### ખ્રિસ્તીધર્મ

ઈશુનું જીવનચરિત. સંત પોલ.
ઈશુનો ઉપદેશ — પ્રેમ, ઈશ્વરશરણ, ભ્રાતૃભાવ, અપ્રતિકાર ને અહિંસા
• પોપની સંસ્થા
માર્ટીન લ્યૂથર ને પ્રોટેસ્ટન્ટ ધર્મ
હિંદમાં મિશનરીઓ ને તેમનું કાર્ય –
ધર્મપ્રચાર ( દવા, શાળા ઇ૦ રીતો )

### ૩. હરિજન સેવા

અસ્પૃશ્યતાનિવારણ આપણા દેશના હિંદુસમાજ માટે એક ધર્મકાર્ય છે. અને પરરાજ્યના આશરામાં તે પ્રશ્નને એક રાજદ્વારી ઝઘડાનું રૂપ તેથી જ મળી શકે છે. આનો ઉપાય હિંદુસમાજ પાસે જ છે, અને તે એ કે હરિજનોને અપનાવવા જોઈએ. નવી પેઢીએ સામાજિક ક્રાંતિના આ કામમાં હિંમતભેર અને નવજોશથી પડવું જોઈએ. ગ્રીષ્મવર્ગોમાં હરિજન વિદ્યાર્થીઓ સમાનતાપૂર્વક સાથે રહેતા હોય. વર્ગની જગાના હરિજન વાસની ખાસ સેવા કરવામાં આવે. તે અર્થે નાનાં મોટાં અનેક સંપર્ક-અને-સેવા-કાર્યો યોજી શકાય. હરિજન સેવક સંઘના મંત્રી, શ્રી પરીક્ષિતલાલે આ અંગે એક નોંધ આપી છે તેમાંથી નીચે ઉતારું છું :—

ઉનાળાની રજાઓમાં કૉલેજોમાં અને શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓને તાલીમ આપવાના ઉદ્દેશથી જુદાં જુદાં સ્થળે ગ્રીષ્મવર્ગો શરૂ થાય છે. આવા તાલીમવર્ગોમાં નહિ જોડાઈ શકનાર વિદ્યાર્થીઓ પણ રજામાં ઘેર રહીને વખતનો સદુપયોગ જુદી જુદી રીતે કરી શકે. તેમાં અસ્પૃશ્યતાનિવારણના કામ માટે હું નીચેની સૂચનાઓ આપું છું :—

(૧) ગામડાંમાં પ્રાથમિક શાળાઓમાં હરિજન બાળકોને દાખલ ન કરતા હોય ત્યાં ગામના આગેવાનો, પોતાનાં કુટુંબીઓ, તથા વિદ્યાર્થીઓને સમજાવી શકાય. હરિજન વાસમાં હરિજનોને પણ આ બાબત સમજાવી શકાય. ઉપરાંત સાંજે ગામની બહાર — મેદાનમાં રમત ગમતના નાના કાર્યક્રમો યોજીને તેમાં હરિજનોને સામેલ કરીને તેમને આ રીતે ભળવાની હિંમત આપી શકાય.

જે ગામમાં હરિજનો પૈકી વણકર ચમાર, ઇ. બાળકો શાળામાં જતાં હોય, માત્ર ભંગી બાળકો ન જતાં હોય, ત્યાં આ દિશામાં પણ પ્રયત્ન કરી શકાય.

(૨) ગામમાં જુદી કન્યાશાળા હોય તો ત્યાં પણ આ જ જાતનો પ્રયત્ન કરી શકાય, અને તેમાં ગામની ઉત્સાહી બહેનોની મદદ લઈ શકાય.

(૩) ગામઈ તળાવો અને કૂવાઓ ઉપર હરિજનોને લઈ જવાનું કામ છોકરાઓ માટે અઘરું છે. પણ આ દિશામાં જાહેરમત કેળવવાનો પ્રયત્ન થઈ શકે અને તેને માટે છોકરાઓ અગર મોટેરાઓને ભેગા કરી, પૂ. ગાંધીજીના લેખોના સંગ્રહો ('ધર્મસંસ્થાપન', 'વર્ણવ્યવસ્થા' અને 'હરિજનબંધુ'ની જૂની ફાઈલોમાંથી) વાંચી સંભળાવી શકાય.

(૪) શહેરોમાં ઘણીખરી વાળ કાપવાની દુકાનો (હેરકટિંગ સલૂન) માં તેમ જ હોટેલોમાં હરિજનોને જાહેર રીતે આવવા દેતા નથી. ધોબીઓ તેમનાં કપડાં (તેઓ આપે તો) ધોઈ આપતા નથી. તેમ જ કેટલેક ઠેકાણે મોટર બસમાં બેસવા દેતા નથી. આ બધા ભેદો ટાળવા માટે શહેરના સમજુ વર્ગની મદદ લઈને જરૂરી આંદોલનો કરી શકાય.

(૫) દેવમંદિરોમાં હરિજનોને દાખલ કરતા નથી. તેના સંબંધમાં લોકમત કેળવવાની દૃષ્ટિએ કાંઈક પ્રયત્ન થઈ શકે.

(૬) પોતાનાં ગામનાં હરિજનોને, તેમને માટે હરિજન સેવક સંઘ ઇ૦ સંસ્થાઓ તરફથી થતા પ્રયત્નો તરફ તેમનું લક્ષ ખેંચીને, તેમના તરફથી ચાલતાં છાત્રાલયો, ઉદ્યોગાલયો, કન્યા આશ્રમો ઇ૦નો લાભ લેવાનું સમજાવી શકાય.

(૭) પોતાના વિભાગમાં આવેલાં ગામડાંઓમાં હરિજનોના જુદા જુદા કૂવાઓ હોય તો તેમની દુરસ્તી માટે હરિજન સેવક સંઘ અગર જિલ્લા લોકલ બોર્ડનું ધ્યાન ખેંચી શકાય, અગર કૂવાઓ ન હોય તો તેમની અરજીઓ લઈને ઉપરની સંસ્થાને દાદ પહોંચાડી શકાય.

(૮) હરિજન અને તેમના જેવી બીજી પછાત કોમોનાં બાળકો અને પ્રૌઢોને માટે જરૂર હોય તો રાત્રિશાળાઓ ખોલીને તેમને થોડો વખત ઉપયોગી થઈ શકાય.

૮

# વિગતવાર અભ્યાસક્રમની રૂપરેખા

ઉપરના મુખ્ય મુદ્દાઓ જોયા બાદ, હવે પ્ર. ૬માં ગણાવેલા સર્વસામાન્ય અભ્યાસક્રમના વિષયોની રૂપરેખા એક પછી એક જોઈએ.

૧

## રાષ્ટ્રીય જાગૃતિનો ઇતિહાસ

શાળાઓમાં આ જાગૃતિકાળનાં વર્ષોનો ઇતિહાસ તો ચાલે છે, પરંતુ એમાં કોઈ પણ રીતનું રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ કે પ્રજાકીય વિકાસ અને ઉન્નતિની કથા જ લગભગ અદૃશ્ય રહે છે. આથી આ આખો ઇતિહાસ ફરી ભણવો જોઈએ. તે તૈયાર પણ થવો જોઈએ.

અને તે ભૂમિકામાં કૉન્ગ્રેસનાં ૬૦ વર્ષોની ઝળકતી કારકિર્દી સમજવી જોઈએ. તો જ કૉન્ગ્રેસના કાર્યને યોગ્ય વિચાર-કોણ અને ઘટતો ઉઠાવ મળી શકે. તે જ ભૂમિકામાં તેના રચનાત્મક કાર્યક્રમની પણ ઉત્પત્તિ, વિચારસરણી અને આવશ્યકતા સમજી શકાય.

આ માટે કેટલીક વાચન-સામગ્રી પુસ્તકોની યાદીના પ્રકરણમાં મળશે.

રાષ્ટ્રીય જાગૃતિના ઇતિહાસની ચર્ચા નીચે પ્રમાણેની રૂપરેખાને* આધારે કરી શકાય —

**મુખ્ય પ્રકરણો**

(૧) ભારતીય ઇતિહાસનું વિહંગાવલોકન
(૨) હિંદની રાષ્ટ્રીયતા
(૩) જાગૃતિના યુગો — ૧૯૪૬ સુધી
(૪) અહિંસાનું સ્વરૂપ — ક્રાંતિનું બળ
(૫) ધારાસભાપ્રવેશ પ્રવૃત્તિ
(૬) મહાસભાનું બંધારણ
(૭) ધાર્મિક જાગૃતિનો ઇતિહાસ
(૮) મુસ્લિમ લીગની ચળવળ અને કોમી પ્રશ્ન
(૯) દેશી રાજ્યોની અરાષ્ટ્રીયતા — પ્રજામંડળોનાં આંદોલનો

---

* આ રૂપરેખા શ્રી દિલખુશ દીવાનજીએ મારી માગણી પરથી દોરી મોકલી છે, તે બદલ તેમનો અહીં આભાર માનું છું.

(૧૦) હિંદુ મહાસભાનાં આંદોલનો
(૧૧) સમાજવાદ – સામ્યવાદ
(૧૨) સમગ્ર અવલોકન

## પ્રકરણોની વિગતો

### ૧. ભારતીય ઇતિહાસનું વિહંગાવલોકન

(૧) પ્રાચીન પ્રજાઓ (૨) આર્યોનું આગમન
(૩) વેદ–ઉપનિષદની સંસ્કૃતિ (૪) રામાયણ–મહાભારત યુગ
(૫) બુદ્ધકાલીન સંસ્કૃતિ
(૬) આર્ય સંસ્કૃતિના વિધાયકો —સંસ્કૃતિનાં ચક્રો, વર્ણવ્યવસ્થા, કુટુંબવ્યવસ્થા, ગ્રામસંસ્થાઓ, અર્થકારણ, રાજનીતિ
(૭) હિંદુ યુગ અને પરાધીનતાનાં પગરણો
(૮) અફઘાન યુગ (૯) મોગલ યુગ
(૧૦) મરાઠા યુગ (૧૧) શીખોની ઉન્નતિ
(૧૨) બ્રિટિશ યુગ (૧૩) ભારતીય ઇતિહાસના બોધપાઠો
(૧૪) પરાધીનતાના ડંખો

### ૨. હિંદની રાષ્ટ્રીયતા

(૧) રાષ્ટ્રીયતાનો અર્થ — તેનાં અનિવાર્ય તત્ત્વો
(૨) હિંદમાં તેનું સ્વરૂપ — તેનાં વિશિષ્ટ તત્ત્વો
(૩) વર્તમાન રાષ્ટ્રીયતાની પ્રેરણા — વિકાસ
(૪) સ્વતંત્રતા — સ્વરાજ્યની ક્રાંતિઓનો વિકાસ.

### ૩. જાગૃતિના યુગો

(૧) ૧૮૩૨ સુધીનો યુગ
(૨) ૧૮૫૭ની ક્રાંતિ
(૩) ૧૮૫૮–૮૫
(૪) મહાસભાની સ્થાપના — બાલ્યાવસ્થા ૧૮૮૫-૧૯૦૫
(૫) બંગભંગ જાગૃતિ ૧૯૦૫–૧૯૧૪
(૬) હોમરૂલ ચળવળ — બિસંટ યુગ ૧૯૧૪-૧૯૧૮
(૭) ગાંધીયુગ ૧૯૧૮–૩૬
(૮) પ્રધાનપદાં ૧૯૩૬–૩૯
(૯) ૧૯૩૯–૪૫; ૧૯૪૨ની લોકક્રાંતિ
(૧૦) ૧૯૪૫-૬

### ૪. અહિંસા–ક્રાંતિનું બળ

(૧) અહિંસક પ્રતિકાર, સત્યાગ્રહનો ઇતિહાસ, દક્ષિણ આફ્રિકા–ચંપારણ–ગિરમીટ પ્રથા–મજૂર હડતાળ–ખેડા ૧૯૨૧–૨૨, બોરસદ, નાગપુર ઝંડા સત્યાગ્રહ, વાઇકોમ, મુળશીપેટા વગેરે

(૨) અસહકારનાં આંદોલનો

(૩) રચનાત્મક કાર્યક્રમ

(૪) વિવેચન . . અહિંસાની ભૂમિકા – એનાં મૂળતત્ત્વો – એનું તત્ત્વજ્ઞાન – એ અંગેના પ્રત્યાઘાતો. ભાંગફોડ ને ગુપ્ત ચળવળ . . .

### ૫. ધારાસભાપ્રવેશ પ્રવૃત્તિ

(૧) ધારાસભાનો વિકાસ, (૨) ગોખલે યુગ — વડી ધારાસભામાં મુત્સદ્દીગીરી... (૩) સ્વરાજ્ય પક્ષ અને વિઠ્ઠલભાઈ પટેલની મુત્સદ્દીગીરી, (૪) પ્રધાનપદાં ત્યાગ અને ૧૯૪૬માં ફરી પાછાં પ્રધાનપદાં, (૫) વિવેચન — એનું મહત્વ, અનિવાર્યતા. એના પ્રત્યાઘાતો.

### ૬. મહાસભાનું બંધારણ

(૧) સ્થાપના, (૨) બંધારણની શરૂઆત, (૩) મહાસભા ધ્યેયનાં પરિવર્તનો, (૪) ૧૯૨૦નું મહાસભા બંધારણ અને પછીના ફેરફારો. સૂતર મતાધિકાર, ખાદી વગેરે.

### ૭. ધાર્મિક જાગૃતિનો ઇતિહાસ

(૧) ભૂતકાળમાં દૃષ્ટિપાત, પ્રવૃત્તિઓ, વિવેચન–વેદકાળથી ભક્તિયુગ ૧૮૦૦ (૨) વર્તમાન જાગૃતિ – વાતાવરણ – પ્રેરક બળો, વિવેચન, (૩) બ્રાહ્મસમાજ, (૪) આર્ય સમાજ (૫) થિયોસોફી (૬) ખ્રિસ્તી પ્રચાર મંડળો (૭) ગાંધીયુગની જાગૃતિ – હરિજન પ્રવૃત્તિ, (૮) ધાર્મિક આંદોલનો અને રાષ્ટ્રીય જાગૃતિના પરસ્પર પ્રત્યાઘાતો.

### ૮. મુસ્લિમ લીગની ચળવળ

(૧) મુસલમાન યુગના હિંદુ મુસલમાન સંબંધો – સંપર્કો – પ્રત્યાઘાતો, (૨) અલીગઢ યુનિવર્સિટી, સર અલી ઇમામ–મૌલાના આઝાદ–ના પ્રયત્નો, (૩) મુસ્લિમ લીગની સ્થાપના–વિકાસ – મહાસભા સાથેની અથડામણો–મિલન; ફરી પાછી અથડામણ, (૪) ખિલાફત અને અલીભાઈઓની અસર (૫) ઝીણાયુગ અને પાકિસ્તાન, (૬) વિવેચન – કોમી ત્રિકોણ, સ્વતંત્ર મુસલમાન બિનલીગી પક્ષો

### ૯. દેશી રાજ્યોની અરાષ્ટ્રીયતા – પ્રજામંડળોનાં આંદોલનો

(૧) દેશી રાજ્યોનો વિકાસ – એમની બેવડી ગુલામી

(૨) દેશી રાજ્યોમાં આવેલાં પ્રગતિબળો – વડોદરા, મૈસૂર, ત્રાવણકોર

(૩) પ્રજામંડળો–જયપુર સત્યાગ્રહ–નાભા નરેશ, રાજકોટ–રેવા નરેશ . . .
(૪) રાષ્ટ્રીય પ્રવૃત્તિ સાથેની અથડામણો, પ્રત્યાઘાતો – એમનું ભવિષ્ય
(૫) નરેન્દ્ર મંડળ – જોડાણ યોજના . . .

**૧૦. હિંદુ મહાસભાનાં આંદોલનો**

(૧) ભૂમિકા – આર્યસમાજનું ઉગ્ર સ્વરૂપ, (૨) ખિલાફત ચળવળના પ્રત્યાઘાતો – હિંદુ સંગઠન, (૩) હિંદુ મહાસભાનો ઉદય, એનું બળ, અને ઓસરતાં પાણી, (૪) રાષ્ટ્રીય જાગૃતિ સાથેના સંપર્કો – પ્રત્યાઘાતો.

**૧૧. સમાજવાદ–સામ્યવાદ**

(૧) ભૂમિકા – વાતાવરણ – પ્રેરક બળો. ૧૯૩૨–૩૪ લડતના પ્રત્યાઘાતો
(૨) જવાહરલાલ નેહરુ – સમાજવાદી પક્ષ – બીજી બાજુનું આગેકદમ જૂથ– જયપ્રકાશ – મહાસભા સમાજવાદી પક્ષ
(૩) ૧૯૪૨ની લડત – સમાજવાદી પક્ષનાં આંદોલનો – ભૂમિગત પ્રવૃત્તિઓ
(૪) વિવેચન – હિંદની સંસ્કૃતિ સાથે – ગાંધીયુગની સંસ્કૃતિ સાથે સંબંધો. એનું ભવિષ્ય
(૫) સામ્યવાદ – એનાં પ્રેરક બળો, પ્રગતિ, પ્રત્યાઘાતી વલણ–અથડામણો

**૧૨. સમગ્ર અવલોકન**

વર્તમાનનું ઘડતરબળ — વિશ્વની આશાઓ

૨

## રાષ્ટ્રભાષા હિંદુસ્તાની

એક-રાષ્ટ્રનો જન્મ થવામાંથી, અનેક પ્રજાકીય બાબતો જરૂરની છે, એ આપણને સમજાતું ગયું. જેમ કે, કોમી ભેદભાવ, ઊંચનીચભાવના વાડાબંધી, પ્રજાકીય કુટેવો — જેવી કે, ઉદ્યમ અને સ્વચ્છતાનો અભાવ, આળસ અને દળદર, સ્વમાનનો અભાવ, વગેરે સુધારવાં જોઈએ. આ બધામાં નિરાળી ભાત પાડે એવી ચીજ રાષ્ટ્રભાષાની જરૂર જણાઈ એ છે. ભાષા દ્વારા વ્યક્તિ પેઠે જ પ્રજા પોતાનું આખું સત્ત્વ અને સ્વત્વ વ્યક્ત કરે છે. તે દ્વારા એક-પ્રજાપણું ખીલે છે અને દૃઢ થાય છે. આપણા દેશમાં અનેક પ્રજાઓ, અનેક ધર્મો, અનેક ભાષાઓ, એમ બધું ગોટાળામાં જ છે, એવી વાત સતત આપણા રાજ્યકર્તાઓએ આપણા કાનમાં ભર્યા જ કરી છે. આથી થોડુંક પેલી બ્રાહ્મણની બકરી જેવું પણ થવા પામ્યું છે. રાષ્ટ્રની જાગૃતિ આ વાતનો ઇનકાર કરવામાંથી જન્મી. તેની સિદ્ધિ અર્થે જીવનનાં બધાં ક્ષેત્રોમાં જાત જાતની રચનાત્મક પ્રવૃત્તિઓ દેશમાં જાગી. એક રાષ્ટ્રભાષાના પ્રચારની પ્રવૃત્તિ એમાંની એક વસ્તુ છે. એક કાળમાં કેટલાક માનતા કે, અંગ્રેજી રાષ્ટ્રભાષા થઈ શકશે. આજે તે વાત ક્યાંય ઊડી ગઈ છે,

અને સૌ માને છે કે, ઉત્તર હિંદમાં સામાન્યપણે શહેરોમાં ને ગામડાંમાં બધી કોમના લોકો જે ભાષામાં પોતાનો રોજનો વ્યવહાર ચલાવે છે, તે ભાષા જ હિંદની રાષ્ટ્રભાષા છે. લગભગ ૨૦ કરોડ ઉપર લોકો એ ભાષા બોલે છે. બીજા અનેક લોકો કામચલાઉ તે સમજી લે છે. કોંગ્રેસે તેને પોતાના કામની માધ્યમ રાખી છે અને તે મુજબનો તેનો વાપર સતત વધતો ગયો છે.

આ ભાષાનું નામ हिंदुस्तानी પાડવામાં આવ્યું છે. એ ભાષા બે લિપિમાં લખાય છે — અમુક ભાગનાં બધાં ( કોમ ધર્મના ભેદ વિના ) નાગરીમાં લખે છે, અમુક ઉર્દૂ લિપિમાં લખે છે. આને બદલે એક જ લિપિ નક્કી કરી શકાય તો ઉત્તમ. પરંતુ આજે એ અશક્ય લાગે છે. એટલે વ્યવહારુ રસ્તો એ કે, બેઉ લિપિને સ્વીકારીને કામ સાથે કામ લેવું. બે લિપિનો આધાર મળવાથી હિંદુસ્તાનીનું સાહિત્યિક રૂપ બે શૈલીમાં અલગ ફંટાઈ શક્યું; આ વસ્તુસ્થિતિ પણ સ્વીકારવી જોઈએ. એટલે પણ બેઉ લિપિ દ્વારા બંને શૈલીમાં પ્રવેશ મેળવવાની વહેવારુ જરૂર જાગે છે. તો બેઉ શૈલીની અલગતા વધવાને બદલે ઘટી શકે અને એક-પ્રજાભાવની અસર ભાષામાં ઊતરીને બેમાંથી મૂળ એક રૂપ જે હતું તેના જેવું કાંઈક નવું જન્માવી શકાય. આ રૂપ કેવું કે શું હશે, એ કોઈ ન કહી શકે. એવી જરૂર પણ નથી, કેમ કે એમ અગાઉથી નક્કી કર્યા પ્રમાણે ભાષાનાં રૂપ ઘડતાં નથી. પ્રજાનો સાચો પ્રાણ ને તેનો એકતા-ભાવ એને ઘડશે જ, એ ખાતરી રાખી, તેણે પોતાનો વ્યવહાર એ ભાષામાં કરવાનો આગ્રહ રાખવો, એ નીતિ પૂરતી છે. આ નીતિ પ્રાંતભાષાઓ સામે નથી, કેમ કે પ્રાંતિક વ્યવહાર તો તેની ભાષામાં જ થશે. આંતરપ્રાંતીય અને રાષ્ટ્રીય વ્યવહાર માટે હિંદુસ્તાની છે, એ સ્પષ્ટ છે.

આ બાબત સરકારી કેળવણીમાં પણ સ્વીકારાતી ગઈ છે. પ્રૌઢ લોકો પણ આ ભાષા શીખે છે. વિદ્યાર્થીઓએ આ કામમાં ખાસ ભાગ ભજવવો જોઈએ. બધાએ હિંદુસ્તાની વાંચતાં લખતાં ને બોલતાં બનતી ત્વરાએ શીખી લેવું ઘટે. સ્વતંત્ર હિંદની એ ભાષા છે; તે વગર તેને ખીલવવામાં અડચણ પડશે.

આને માટે ગૂજરાત વિદ્યાપીઠ તરફથી હિંદુસ્તાનીની પરીક્ષાઓ ચાલે છે, તે વાટે તૈયાર થવું સહેલું છે. આવી ચાર પરીક્ષાઓ છે. તેમાંની પહેલી પરીક્ષા આપવા જેટલું શિક્ષણ સહેજે, રોજ ૦॥ કલાકને હિસાબે, ૧૫–૨૦ દિવસમાં થઈ શકે.

દરેક ગ્રીષ્મવર્ગમાં એક જણ એવો હોય કે જેણે હિંદુસ્તાનીની દૂસરી કે તીસરી પરીક્ષા પસાર કરી હોય, તો તે આ વર્ગ ચલાવી શકે. તેને માટે સ્વયંશિક્ષણની ઢબે કામ દે એવાં નીચેનાં પુસ્તકો ચલાવવામાં આવે —

**उर्दूलिपि शिक्षिका**

**हिंदुस्तानी बाल-कहानियाँ**

બેઉ ચોપડીઓ નવજીવન કાર્યાલયમાંથી મળી શકશે.

જો વર્ગમાં આગળ ભણનારા લોકની ઠીક સંખ્યા હોય, તો દૂસરી તીસરી પરીક્ષા માટે પણ તૈયારી કરી શકાય. વર્ગ-સંચાલકે આ પહેલેથી જોઈ લઈને તે પ્રમાણે તેના શિક્ષણની વ્યવસ્થાને પહોંચી વળવા તૈયારી રાખવી જોઈએ.

હિંદુસ્તાનીમાં બોલવાનો મહાવરો પાડવા માટે, અમુક કલાકો કે અમુક દિવસ આખા શિબિરે એમાં જ બોલવાનો નિયમ કરી શકાય. કોઈ દિવસ એમાં ચર્ચા પણ રાખી શકાય.

૩

## જનતા જોડે સંપર્ક

ગ્રીષ્મવર્ગ જ્યાં કાઢવામાં આવે તેની આસપાસના લોકનું સહેજે તે તરફ કુતૂહલ અને આકર્ષણ થવાનું જ. વર્ગના લોકને તેમનો સંપર્ક અને સેવા કરવા માટે આવકાર આપનારી આ વસ્તુ છે. તેનો જો યોગ્ય લાભ લેવાય તો કામ પણ ઘણું થઈ શકે અને વિદ્યાર્થીઓને પણ કીમતી અને વિરલ કેળવણી મળે.

સંપર્ક સાધવો એટલે માત્ર વ્યાખ્યાન આપવાં કે સભા ભરવી એ ન હોવું જોઈએ. તે લોકની પ્રત્યક્ષ સેવાનાં નાનાં મોટાં કામ જ સાચો સંપર્ક આપે છે.

આ માટે હરિજનોની સેવા તો તેનું સ્વતંત્ર મહત્ત્વ ધરાવે છે. તેથી તેને આગળ મુખ્ય એક મુદ્દા તરીકે જ આપણે જોઈ આવ્યા.

ઉપરાંત, ગામનાં બાળકોની રમતગમત, તેમનો સંઘ–વ્યાયામ, જેવાં કામો કરવા જેવાં.

ગ્રામસફાઈનો કાર્યક્રમ રાખવામાં આવે. તેમાં ગામના જુવાનિયા અને વિદ્યાર્થીઓને સાથે લેવામાં આવે. તેઓમાં આ કામનો રસ પેદા થાય, તો ગ્રામસફાઈ માટે કાયમી કામ કરતું તેમનું સેવા મંડળ જેવું તંત્ર રચી આપી શકાય. ગ્રામસફાઈમાં ગામનો કૂવો, હવાડો અને ભાગોળ ખાસ ધ્યાનપાત્ર હશે.

ગામની જાજરૂ–વ્યવસ્થા સુધારવા માટે, શિબિરની પોતાની વ્યવસ્થાના પ્રત્યક્ષ પાઠ દ્વારા, પદાર્થપાઠ આપી શકાય. આ માટે પ્રદર્શન પણ ગોઠવી બતાવાય.

ખાતર અને જમીન સાથેનો તેનો સંબંધ અને સ્વચ્છતાને માટેની તેની જરૂર આપણા ગામલોક પર ઠસાવવાનું કામ કરી શકાય.

ગામલોકના મનોરંજન માટે એક દિવસ સંવાદો, રમતગમતો, નાટ્યપ્રયોગો ઇ૦ ગોઠવી શકાય.

આ સંપર્કના કામ અંગે કરવાનું તો અનેકવિધ જડી શકે. સંચાલકે ગામલોકનો સહકાર અને પ્રેમ મેળવ્યાં હોય તો એ ઘણું કરી શકે, અને સૌને રસ પડે એ રીતે.

આ સંપર્કનો ઉદ્દેશ પા૦ ૨૨ ઉપર છેલ્લા ભાગમાં સ્પષ્ટ કર્યો છે, તે તરફ ફરી અહીં ધ્યાન ખેંચવા જેવી મહત્ત્વની એ બાબત છે.

સંપર્ક સાધવાના કામમાં વર્ગ નિમિત્તે બહારથી ખાસ નોતરેલા મહેમાનો મદદરૂપ આકર્ષણ બની શકે. તે નિમિત્તે ગામલોક પણ વર્ગના સંબંધમાં આવવા ચાહે. તેમને માટે જાહેર સભા કે વાતચીત પણ ગોઠવી શકાય.

૪

## શિબિર-જીવન

આ વર્ગો એક શિબિર તરીકે ચાલે છે. એ વસ્તુ સારી જ છે, કેમ કે શિબિર-જીવન પોતે પણ એક કેળવણીદાયી ચીજ બની શકે છે. તેને માટે નક્કી દિનચર્યા હોવી જોઈએ; તે બરોબર પળાવી જોઈએ. તેમાં ઢીલાશ હોવી એ આપણી કેળવણીનો જ કાંઈક દોષ બતાવનાર ઊણપ છે, એમ સમજાવું જોઈએ. સમયપાલન અને નિયમિતતા આપણે ખૂબ કેળવવાની જરૂર છે. શિબિર-જીવન એ કામ દઈ શકે.

તેમાં જાતમહેનતને સ્થાન છે. શિબિરની બધી સ્વચ્છતા, રસોડાનાં પરચૂરણ કામો, પોતાનાં વાસણ માંજવાં, કપડાં ધોવાં, દીવાબત્તી કરવાં, ઇત્યાદિ કામો સૌએ જાતે કરવાં જોઈએ. તેને માટે નોકરો ન હોઈ શકે.

ઊઠવાનો અને સૂવાનો સમય નક્કી હોવા જોઈએ, સવાર સાંજ આખા શિબિરની સમૂહપ્રાર્થના કે સંમિલન હોવું જોઈએ. તે વખતે સમૂહજીવનની બાબતો અંગે સૂચનાઓ અપાય; પ્રવચનો દ્વારા જીવન વિષે જાત જાતના વિચારો પીરસી શકાય. રોજના છાપાના સમાચાર આ વખતે દોહન કરીને આપી શકાય. દિવસના શિબિરકાર્યની સમીક્ષા પણ આ વખતે કરી શકાય. આ સમયનો જો જીવંત ઉપયોગ કરાય, તો તે બહુ ખપની અને શિબિરના કેન્દ્રની વિગત બની શકે.

શિબિરમાં બીડી પાન ઇ૦ વ્યસનને સ્થાન ન હોય. ખોરાક સાદો અને સ્વચ્છ રીતે પીરસાતો હોય.

રોજ એક કલાકનાં શિબિરકામો માટે, ટુકડીઓ પાડી દઈ, બધા કામની વ્યવસ્થા થવી જોઈએ. અને સૌને વારાફરતી બધાં કામોનો પરિચય મળે એ રીતે તે ટુકડીઓ ફરતી પણ રાખી શકાય. હાથકામના શિખાઉ હોય તેમને ઘટતી ટુકડીઓમાં ગોઠવવા જોઈએ. શિબિરમાં કામચોરીને દુર્ગુણ ગણવો જોઈએ. સમૂહજીવનનો એમાં દ્રોહ છે, એ ભાન સહેજે ત્યાં ઊગવું જોઈએ.

શિબિર માત્ર વિદ્યાર્થીઓ, કે વિદ્યાર્થિનીઓ, કે બેઉની ભેગી હશે. તે તે પ્રમાણે તેની વ્યવસ્થામાં રહેણીકરણી, શિસ્ત, સુરુચિ અને સુઘડતાના નિયમો વિચારવા જોઈએ. જ્યાં બંનેના ભેગા વર્ગ હોય ત્યાં તેમની રહેવા કરવાની જગાઓ અલગ હોવી જોઈએ. તેમનું બેસવા ઊઠવાનું પણ તેમ જ વ્યવસ્થાસર જોઈએ. સ્ત્રી વિભાગની સ્વતંત્ર અધ્યક્ષ બહેન હોવી જોઈએ અને સ્ત્રીપુરુષના પરસ્પર વ્યવહારમાં એકાંતનો અભાવ, ખાનદાની અને વિવેકમર્યાદા પૂરાં સચવાવાં જોઈએ. આસપાસના લોકની નજરમાં આપણે શંકાથી પર હોવાં જોઈએ. સાથે કામકાજ કરવાનાં હોય ત્યારે પણ ઉપરના નિયમોનું પાલન સહેજે થવું જોઈએ.

## ૫

## કસરત, કવાયત અને રમતો

આ કામને દિવસમાં બે હપતે ૧॥ કલાક દિનચર્યામાં અપાયો છે. આપણે ત્યાં રોજ કસરત કરવાની ટેવનો સંસ્કાર જ ઓછો છે. એક પ્રાંત તરીકે આ આપણી નોંધપાત્ર ખોડ છે. શિબિર માટે એવું કલ્પ્યું છે કે, તે દરમિયાન એક નાનકડી વ્યાયમ-ચર્યા — ૧૦-૧૫ મિનિટ રોજ માગે એવી — સૌને શીખવવી. પછી દરેક ચાલુ રાખી શકે એવી આ ચર્યા હોવી જોઈએ. કવાયત પણ એક સમૂહ-તાલીમ છે હજારો લોક સાથે કામ કરી શકે એવી શક્તિ તેનાથી પેદા કરી શકાય છે. આમ કરવું એ તો કદાચ આપણી રાષ્ટ્રીય ઊણપ હોય ગમે તેમ, તેની ટેવ આપણે પાડવાની છે. તે માટે પણ દરેક વર્ગ માટે એક પ્રારંભિક અભ્યાસક્રમ ઘડવામાં આવ્યો છે.

તે નીચે પ્રમાણે છે :—

**કવાયત :—** (રોજ અડધો કલાક)

એક કતારમાં ઊભા રહેવું
કતાર જોવી
ગીનતી કરવી
બે કતાર (ચાલવા માટે)
બે કતાર વ્યાયામ માટે બનાવવી
આગળ પાછળ અને બાજુએ ખસવું
કૂચ કરવી, થોભવું, ચક્રાવવું
દોડવું
એક હાથ અંતરે ઊભા રહેવું; અને મળવું
બેસવું, ઊભા રહેવું, ગોળ બનાવવો,
છૂટા પડી જવું

નમસ્તે અને સમાપ્તિ.

(કવાયતનો હેતુ અને જીવનમાં ઉપયોગ વિષે વર્ગમાં સમજૂતી આપવી)

**વ્યાયામ :—** (રોજ ૦૧ કલાક)

**નમસ્કાર** (દસ અંકમાં)

**આસન** ૧. વિપરીત કરણી કે સર્વાંગાસન

૨. ઘર્ષણ ,પશ્ચિમોત્તાનાસન

૩ ભુજંગાસન

૪. શલભાસન

૫. શવાસન

ઉડિયાન બંધ

**પ્રાણાયામ** :— શ્વાસ ઊંડો લેવો (પૂરક)

શ્વાસ સંપૂર્ણ કાઢવો (રેચક)

જલદ શ્વસન (કપાલભાતી)

**માલિસ** :— પોતાની સામાન્ય માલિસ

(દૈનિક વ્યાયામનું મહત્ત્વ, સૂચના અને નિયમો ઉપરના વ્યાયામ-પ્રકારનું મહત્ત્વ — આ બાબતોની વર્ગમાં સમજ આપવી.)

**તાલગતિ વ્યાયામ**

**રમત ગમત** :— સાદી રમતો મોટી રમતો (હુતુતુ, ખોખો, ગેડીદડા, લંગડી) (રોજ પોણો કલાક)

**આરોગ્ય કેમ સાચવવું** :— (ખોરાક, શ્રમ, વિશ્રાંતિ, આનંદી મન, સદ્‌વર્તન, ખુલ્લી હવા, અને પૂરતું પાણી, એ વિષે સામાન્યજ્ઞાન વર્ગમાં આપવું.)

## ૬
## રાષ્ટ્રીય મૂળઉદ્યોગ

આમાં કાંતણ પીંજણ મુખ્ય ધ્યાનમાં છે. આ કામ દરેકે શીખી લેવું જોઈએ. ખાદી એ શિબિરનો ગણવેશ હોવો જોઈએ.

પં. જવાહરલાલજીએ ખાદીને 'લીવરી ઑફ ઇન્ડિપેન્ડન્સ' — આઝાદીનો પોષાક કે ગણવેશ — કહી છે. ખાદી હિંદના ગરીબોની સેવાનું પ્રતીક છે, અહિંસક અથવા અદ્રોહી ઉદ્યોગધંધાનું નિશાન છે, ઉદ્યમિતા અને સ્વાવલંબન તથા સ્વમાનનું દ્યોતક છે. આ બધું ને એવું એવું અનેક તેમાં ભરેલું હોવાથી,

ખાદી તિરંગી ઝંડાનું અધિષ્ઠાન બની છે ને તેનો જનક રેંટિયો તેના મધ્યના ગૌરવસ્થાને બિરાજે છે. આથી 'આઝાદીનો ગણવેશ' એ એનું પૂરું ભાવવાહી બિરદ છે. વિદ્યાર્થીઓને એ માન્ય હોય તો તેમણે તે રીતે તેનો અમલ વિચારવો જોઈએ. કેમ કે ખાદી એવી છે કે તે કેવળ વિચારસરણી નથી, તે હોવાની સાથોસાથ તે પ્રમાણેનું પ્રત્યક્ષ કાર્ય અને અમલ–અજાવણી પણ છે. વળી એને માટે કેવળ 'pious' કે 'અસ્પૃશ્ય' ઠરાવો કરવા એ બહુ અર્થવાળું નથી લાગતું.

અને ખાદી કેવળ પૈસા ફેંકી દીધે મળતી ત્યાંથી આગળ વધી છે. તેથી તેણે આઝાદીનું પ્રતીક બનવાની પોતાની શક્તિ વધારી છે. તે તેના પ્રેમી પાસે પ્રત્યક્ષ કાર્ય માગે છે. અમુક સૂતર આપો તો જ તે મળી શકે. આમ સૂતરનો નગદ તરીકેનો ચલણી ભાવ ઊભો કરવામાં આવ્યો છે. એથી એની અને ખાદીની પ્રતિષ્ઠા વધી છે. નાણાં-ચલણથી જ ટેવાયેલા કેટલાક અર્થશાસ્ત્રીઓને આ નથી સમજાતું. પણ એ મુદ્દો અહીં આપણે નથી ચર્ચતા. ખાદી પહેરવી હોય તો તેને ખરીદવાને માટે થોડુંય કાંતવું જોઈએ, એ આજની બજાર–સ્થિતિ છે. આઝાદી-પ્રેમીએ એને વશ થયે જ છૂટકો.

તેથી રોજ એક કલાક આ શિક્ષણ પાછળ અને યજ્ઞાર્થે સમૂહકાંતણ ખાતે આપવા માટે દિનચર્યામાં રાખ્યો છે. આ પ્રત્યક્ષ કાર્યની આસપાસ ને તેને સમજવા માટે, વિદ્યાર્થીઓ ગ્રામોદ્યોગ અને ગૃહોદ્યોગ, તથા સીધા વાપર માટે પેદાશ; યંત્રોદ્યોગ અને બજાર જોગી મૂડીવાદી પેદાશ; જથાબંધ કેન્દ્રસ્થ પેદાશ અને ઘરગથુ વિકેન્દ્રી પેદાશ; ઇ૦ આર્થિક અને સામાજિક પુનર્ઘટના અંગેના મુદ્દાઓની ચર્ચા અને ચોખવટ વર્ગોમાં ગોઠવી શકે.

કાંતણ રોજ કેટલું થયું તેની સાયંપ્રાર્થના વખતે નોંધ લેવામાં આવે, અને આખા વર્ગનો રોજનો હિસાબ ને પ્રગતિ નોંધાય. ગ્રીષ્મવર્ગને અંતે આનો પૂરો હિસાબ આપવા માટે જરૂરી પત્રકો ઇ૦ રાખવામાં આવે. ગ્રીષ્મ-વર્ગમાં આ કામને અંગેનો જાણકાર માણસ તેની જવાબદારી સંભાળવા માટે હોવો જોઈએ.

# ૯

# પુસ્તકોની યાદી

અત્યાર સુધીની ચર્ચામાં આપણે મુખ્ય મુખ્ય બધી બાબતો જોઈ લીધી. શિબિરમાં સ્વાધ્યાયને પણ સ્થાન હશે. આ અર્થે એક તો એવો નિયમ હોય કે, વિદ્યાર્થીઓ, દિવસ દરમિયાન જે વર્ગો ચાલે, તેના કામની નોંધ રાખે. તે બરોબર પચાવવાને માટે તેનું સ્વતંત્ર નિરૂપણ કરવાની ટેવ હોવી જોઈએ. તે માટે શિબિરનું હસ્તલિખિત પણ ચલાવી શકાય.

શિબિરના કામને અંગે ઇતર વાચન માટે જે પુસ્તકો ખપનાં હોય, તે રાખવાની જોગવાઈ કરી શકાય, તો એક નાનકડો પુસ્તકસંગ્રહ રાખવો. તે માટે મદદરૂપ યાદી* અહીં આપવામાં આવે છે. તેમાં, શિબિરકામના વિષયોને અંગેનાં કેટલાંક પુસ્તકોનાં નામો આપ્યાં છે. તે બધાય શિબિરમાં રખાય એમ માનવાનું નથી. અને તે તે વિષય ઉપર મળી શકતું બધું સાહિત્ય આ યાદીમાં આપ્યું છે, એમ પણ નથી. ગ્રીષ્મવર્ગના વિદ્યાર્થીઓને સ્વાધ્યાય રૂપે ઇતર વાચન કરવા માટે કાંઈક જોગવાઈ કરવી હોય, તો તે માટે આ યાદીમાંથી ખપનાં પુસ્તકોની માહિતી મળી રહેશે. તે રીતે એ સામાન્ય વાચક અને વિદ્યાર્થીને પણ મદદરૂપ થશે, એવી આશા છે.

**પુસ્તકોનું વર્ગીકરણ**

| | ગુજરાતી | હિંદી | અંગ્રેજી |
|---|---|---|---|
| ૧. ઇતિહાસ અને રાજકારણ | ૨૦ | ૧ | ૭ |
| ૨. અર્થશાસ્ત્ર | ૨૫ | ૪ | ૧૭ |
| ૩. રચનાત્મક કાર્યક્રમ | ૨૫ | ૧૦ | ૪ |
| ૪. સત્યાગ્રહ | ૧૩ | ૫ | ૮ |
| ૫. પ્રવાસ | ૯ | — | — |
| ૬. જીવન ચરિત્રો | ૨૯ | ૧ | ૧૪ |
| ૭ આરોગ્ય અને શરીરશાસ્ત્ર | ૭ | — | ૩ |
| ૮. આહારશાસ્ત્ર | ૫ | ૧ | ૧ |
| ૯. બીજું સામાન્ય જ્ઞાન | ૪૩ | ૩ | ૪ |
| | ૧૭૩ | ૨૫ | ૫૮ |

નોંધ: (૧) જે પુસ્તકો ગુજરાતીમાં મળી શકે છે તે હિંદી કે અંગ્રેજીમાં ફરી આપ્યાં નથી.

(૨) લડાઈ પછી કેટલાંક પુસ્તકોની કિંમત વધી હોય તેવો સંભવ છે.

* આ યાદી મારા સાથી મિત્રો શ્રી વિઠ્ઠલદાસ કોઠારી તથા પાંડુરંગ દેશપાંડેએ કરી આપી છે.

## ૧. ઇતિહાસ અને રાજકારણ

| પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | કિંમત |
|---|---|---|---|
| ઈન્દુને પત્રો | જવાહરલાલ | નવજીવન | ૧–૪–૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન ભા. ૧–૨ | ,, | ,, | ૧૧–૦–૦ |
| ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા ૧–૨ | સુંદરલાલ | ચતુર્ભુજ જસાણી | ૧૦–૦–૦ |
| સત્તાવન | નગીનદાસ પારેખ | ભારતી સંઘ | ૨–૮–૦ |
| મહાસભાનો ઇતિહાસ | પટ્ટાભી | નવજીવન | ૨–૦–૦ |
| મિસરનો મુક્તિસંગ્રામ | મેઘાણી | સૌરાષ્ટ્ર મંદિર | ૦-૧૨-૦ |
| મરણિયું આયર્લેન્ડ | ,, | ,, | ૦-૧૨-૦ |
| હંગેરીનો તારણહાર | ,, | ,, | ૦-૧૨-૦ |
| એશિયાનું કલંક | ,, | ,, | ૦-૧૦-૦ |
| કોરીઆની લડત | નંદલાલ શાહ | યુગધર્મ | ૦–૩–૦ |
| અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ | જીવણલાલ દીવાન | પ્રસ્થાન | ૦–૪–૦ |
| સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા | રામચંદ્ર શુક્લ | વર્ધમાન સન્સ | ૧–૪–૦ |
| લોહીની ઇમારત (ડચ પ્રજાતંત્રનો વિકાસ) | જોહરી | ગાંડીવ | ૪–૦–૦ |
| ઈટલીનું જીવન પ્રભાત | લલિતાપ્રસાદ દવે | એમ. સી. કોઠારી | ૧–૨–૦ |
| ઈટલીનો રણયજ્ઞ | બેઈલી | વર્ધમાન સન્સ | ૨–૮–૦ |
| હિન્દુસ્તાનના વેપાર–ઉદ્યોગનો નાશ | બસુ | ગુર્જર | ૦–૮–૦ |
| આખરી ફેંસલો ૧–૨–૩–૪ | ગાંધીજી | ગુર્જર | ૬–૪–૦ |
| ધારાસણાનો કાળો કેર | — | નવજીવન | ૦–૪–૦ |
| આધુનિક ભારત | જાવડેકર | વિદ્યાપીઠ | ૬–૦–૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | મ. પ્ર. દેસાઈ | ,, | ૪–૦–૦ |
| Pakistan | Dr. Ansari | Minerva Publ. | 3–8–0 |
| India & the world | J. Nehru | George Allen | 5–0–0 |
| The Unity of India | ,, | Lindsay Drummond | 5–0–0 |
| Why Pakistan & Why not | K. T. Shah | Pratibha Publ. | 5–0–0 |
| The Rise & Growth of the Congress | Andrews & others | George Allen & Unwin | 5–10–0 |

| | | | |
|---|---|---|---|
| Indian National Evolution | A. C. Majumdar | Natesan | 2-0-0 |
| India Divided | Rajendraprasad | Hind Kitabs | 10-8-0 |
| भारतीय राष्ट्रीय आन्दोलनका इति. | नरेन्द्रदेव | नवयुग प्र. मं. | ०-८-० |

## ૧. અર્થશાસ્ત્ર

| | | | |
|---|---|---|---|
| ગામગોષ્ઠી | કોઠારી અને પટેલ | વિદ્યાપીઠ | ૦-૬-૦ |
| હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર | કોઠારી | ,, | ૧-૮-૦ |
| માનવ અર્થશાસ્ત્ર | નરહરિભાઈ પરીખ | નવજીવન | ૬-૦-૦ |
| યંત્રની મર્યાદા | ,, | વિદ્યાપીઠ | ૦-૧૪-૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ,, | પ્રસ્થાન | ૦-૬-૦ |
| આપણો આર્થિક પ્રશ્ન | છગનભાઈ જોશી | નવજીવન | ૧-૦-૦ |
| આબાદ હિંદુસ્તાન ! | ડિગ્બી | વિદ્યાપીઠ | ૧-૦-૦ |
| હિંદુસ્તાનની ગરીબાઈ | દાદાભાઈ | ,, | ૦-૧૪-૦ |
| રાજ્યનાં આવક-વેરો અને અને આપણી દરિદ્રતા | કુમારપ્પા | નવયુગ પુ. ભંડાર | ૦-૫-૦ |
| સર્વોદય | ગાંધીજી | નવજીવન | ૦-૩-૦ |
| હિન્દી રાષ્ટ્રીય ખર્ચ | ખુશાલ શાહ | વિદ્યાપીઠ | ૦-૮-૦ |
| આપણું હિન્દુસ્તાન | મસાણી | ઑક્ષફર્ડ પ્રેસ | ૨-૦-૦ |
| આપણું જીવનધોરણ | દાંતવાળા | રા. વિદ્યાર્થી મંડળ | ૦-૪-૦ |
| હિંદના આર્થિક વિકાસની યોજના | — | સસ્તું સાહિત્ય | ૦-૮-૦ |
| ગાંધીવાદી આર્થિક યોજના | અગ્રવાલ | વોરાની કં. | ૧-૪-૦ |
| સુવર્ણની માયા | મશરૂવાળા | નવજીવન | ૦-૧-૦ |
| ત્યારે કરીશું શું ? | ટૉલ્સ્ટૉય | ,, | ૧-૦-૦ |
| સહાયવૃત્તિ | ક્રોપોટ્કીન | ,, | ૧-૪-૦ |
| બે વિચારધારા | દર્શક | ગ્રામ દક્ષિણામૂર્તિ | ૨-૧૨-૦ |
| ભારતીય અર્થશાસ્ત્ર | ડૉ. ચીમનલાલ | ગુ. વ. સો. | ૧-૦-૦ |
| સોક્રેટીસની સફર | બ્રેઈન | ઑક્ષફર્ડ પ્રેસ | ૧-૪-૦ |
| ખેડૂતોની સમસ્યા | પેન્ડસે | નવી દુનિયા | ૧-૪-૦ |
| સમાજવાદ શા માટે ? | જયપ્રકાશ | ,, | ૧-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ક્રોપોટ્કીન | પ્રસ્થાન | ૨-૦-૦ |
| આદર્શ સમાજવાદ | વ્રજલાલ મેઘાણી | મહાવીર મંદિર | ૦-૫-૦ |

| | | | |
|---|---|---|---|
| What is Wrong With the Indian Economic Life | Prof. Rao | Vora & Co. | 1-0-0 |
| Our Economic Problem | Prof. Wadia | New Book & Merchant Co. | 6-8-0 |
| Socialism & Gandhism | Pattabhi | Hindustan Co. | 1-8-0 |
| Charkha Marxism | Brij Narain | Ram Krishna & Sons | 1-8-0 |
| Economics of Permanence | Kumarappa | A.I.V.I.A. | 0-1-0 |
| Planned Economy | ,, | ,, | 0-2-0 |
| Gandhism Reconsidered | Dantvala | Padma | 1-0-0 |
| Socialism Reconsidered | Masani | ,, | 1-0-0 |
| The Machine Unchained | Hausleiter | Appleton Co. | 9-0-0 |
| This Ugly Civilization | Borsodi | Simon & Schuster | 9-0-0 |
| Better Villages | Brayne | Oxford Press | 2-0-0 |
| The Revolt against Mechanism | Jacks | George Allen Co. | 2-6-0 |
| The Economic Conquest of India | Seetara-mayya | Hindustan Pub. Co. | 1-0-0 |
| Economics of Non-violence | V. L. Mehta | Hamara Hindustan | 0-4-0 |
| The Indian Rural Problem | Nanavati & Anjaria | Indian Sociely of Agr. Ec. | 8-0-0 |
| Men & Machines | Stuart Chase | Macmillan | 9-0-0 |
| China builds for Democracy | Nyın Wales | Kitabistan | 5-4-0 |
| ग्रामीय अर्थशास्त्र | भटनागर | हिन्दुस्तानी एकेडेमी यु. पी. | ४-८-० |
| गाँवोका आर्थिक सवाल | झवेरभाई पटेल | सस्ता सा. मंडल दिल्ही | ०-३-० |
| गांधीवाद : समाजवाद | संपा० कालेलकर | ,, | ०-१२-० |
| गांधी-बनाम साम्यवाद | सदानंद भारती | एस. एस. ब्रधर्स काशी | १-१२-० |

## ૩. રચનાત્મક કાર્યક્રમ

| | | | |
|---|---|---|---|
| ખાદી નિબંધ | પુણતાંબેકર અને વરદાચારી | નવજીવન | ૧—૦—૦ |
| ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર | ગ્રેગ | ,, | ૦-૧૨-૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ગાંધીજી | ,, | ૦—૬—૦ |
| ,, | રાજેન્દ્રપ્રસાદ | ,, | ૦—૩—૦ |
| ગામડાંની વહારે | ગાંધીજી | ,, | ૦—૨—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ,, | ,, | ૦-૧૨-૦ |
| હિંદ સ્વરાજ | ,, | ,, | ૦—૪—૦ |
| વર્ધા શિક્ષણ યોજના | — | ,, | ૧—૦—૦ |
| હિંદનો કોમી ત્રિકોણ | મહેતા અને પટવર્ધન | ,, | ૩—૦—૦ |
| ગાંધીજીની ૧૧ શરતો | ખુશાલ શાહ | વિદ્યાપીઠ | ૦—૪—૦ |
| ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ | કુમારપ્પા | નવજીવન | ૨—૦—૦ |
| ગ્રામસંગઠન | — | ,, | ૦—૬—૦ |
| રા મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | મગનભાઈ દેસાઈ | ,, | ૦—૬—૦ |
| સંપૂર્ણ દારૂનિષેધ (સં૦) | ,, | ગુર્જર | ૦—૮—૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ,, | પ્રસ્થાન | ૦—૪—૦ |
| ગ્રામોદ્યોગ અને ગ્રામપુનર્રચના | | નવજીવન | ૦—૩—૦ |
| ગોસેવા | ગાંધીજી | ,, | ૦—૫—૦ |
| ગોરક્ષાકલ્પતરુ | વાલજીભાઈ દેસાઈ | ,, | ૦—૪—૬ |
| લોકજીવન | કાલેલકર | ,, | ૦-૧૨-૦ |
| બાળકોનો પોકાર | રાવજીભાઈ પટેલ | ,, | ૦—૮—૦ |
| સબરસ | ભટ્ટ અને ઠાકર | નવયુગ ગ્રંથમાળા | ૦—૯—૦ |
| હિંદુ-મુસલમાન | ગાંધીજી | નવજીવન | ૦—૧—૦ |
| ગામડાંનું આરોગ્ય કેમ સુધરે ? | કેશવલાલ પટેલ | ગુ. વ. સો. | ૦—૧—૦ |
| સો ટકા સ્વદેશી | ગાંધીજી | નવજીવન | ૦—૧—૪ |
| બહેનોને | અમૃતકોર | ,, | ૦—૬—૦ |
| To the Students | Gandhiji | Hingorani | 4–8–0 |
| To Hindus & Muslims | ,, | ,, | 6–8–0 |
| Gandhiji in Indian Villages | M. D. Desai | Ganesan | 3–0–0 |
| Women & Social Injustice | Gandhiji | Navajivan | 2–0–0 |

| | | | |
|---|---|---|---|
| हमारा कलंक | गांधीजी | सस्ता सा. मं. | ०-१०-० |
| खद्दर ही क्यों | नंदाजी | सस्ता साहित्य मं. दिल्ही | ०-५-६ |
| खादीके कुछ पहलु | नंदाजी | चरखा संघ | ०-३-० |
| खादीका महत्त्व | ,, | सस्ता सा. मं. | ०-१-६ |
| खादी और गादीकी लडाई | विनोबा | ,, | ०-२-० |
| खादी और स्वराज | मीराबहेन | ,, | ०-२-० |
| खादीका इतिहास | शर्मा | ,, | |
| चरखा संघका नया संस्करण | — | चरखा संघ | १-८-० |
| स्वदेशी और ग्रामोद्योग | गांधीजी | सस्ता सा. मं. | ०-८-० |
| खादी मीमांसा | बालूभाई महेता | ,, | १-८-० |

## ૪. સત્યાગ્રહ

| | | | |
|---|---|---|---|
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | મહાદેવભાઈ | નવજીવન | ૧-૧૨-૦ |
| ખેડાની લડત | શંકરલાલ પરીખ | યુગધર્મ | ૧-૮-૦ |
| ચંપારણમાં ગાંધીજી | રાજેન્દ્રપ્રસાદ | ,, | ૧-૮-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | મગનભાઈ દેસાઈ | નવજીવન | ૦-૧૪-૦ |
| એક ધર્મયુદ્ધ | મહાદેવભાઈ | ,, | ૦-૬-૦ |
| ગાંધીવિચારદોહન | મશરૂવાળા | ,, | ૦-૮-૦ |
| અહિંસા | ગાંધીજી | ,, | ૦-૮-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિ. ૧-૨ | ,, | ,, | ૧-૧૨-૦ |
| મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ | મથુરાદાસ | ,, | ૨-૧૨-૦ |
| સત્યમય જીવન | મશરૂવાળા | પ્રસ્થાન | ૦-૧૦-૦ |
| અહિંસાની તાલીમ | ગ્રેગ | નવજીવન | ૦-૬-૦ |
| નિર્ભયતા | મશરૂવાળા | ,, | ૦-૧-૬ |
| રાજકોટ સત્યાગ્રહ | રામનારાયણ ના. પાઠક | ભારતી સંઘ | ૦-૮-૦ |
| Non-Violencee in Peace & War | Gandhiji | Navajivan | 7-0-0 |
| Ahimsa & World Peace | Wilfred Wellock | Ganesan | 1-8-0 |
| The Power of Non-Violence | Gregg | Navajivan | 2-0-0 |
| A Discipline for Non-Violence | ,, | ,, | 0-6-0 |

| | | | |
|---|---|---|---|
| Practical Non-Violence | Mashruwala | ,, | 0-6-0 |
| The Cult of Violence | Gilbert Murray | Lovet Dickinson Ltd. | 0-6-0 |
| The Conquest of Violence | Bart de Light | George Routledge & Sons | 5-10-0 |
| War Without Violence | Shridharani | Victor Gollancz Ltd. | 6-12-0 |
| दक्षिण आफ्रिकाके सत्याग्रहका इतिहास | भवानी दयालजी | सरस्वती सदन, इंदोर | ३-८-० |
| सत्याग्रह युद्ध | गांधीजी | नवजीवन | ०-४-० |
| विजयी बारडोली | वैजनाथ | सस्ता सा. मं. | २-०-० |
| सत्याग्रह और असहयोग | चतुरसेनजी शास्त्री | गांधी हिं. पु. भंडार, मुंबई | २-४-० |
| सत्याग्रह मीमांसा | गांधीजी | हि. ग्रंथ भंडार, माटुंगा | ०-८-० |

## ૫. પ્રવાસ

| | | | |
|---|---|---|---|
| ચાર પ્રવાસો | રા. ના. પાઠક | દક્ષિણામૂર્તિ | ૦-૧૦-૦ |
| કાળાપાણીને પેલે પાર | ,, | ભારતી સંઘ | ૦-૬-૦ |
| મહાન મુસાફરો | મૂળશંકર ભટ્ટ | ,, | ૪-૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | કાલેલકર | નવજીવન | ૦-૧૨-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ,, | ,, | ૦-૬-૦ |
| દક્ષિણાયન | સુન્દરમ્ | સયાજી સાહિત્યમાળા | ૧-૧૩-૦ |
| કુદરત અને કળાધામમાં વીસ દિવસ | ધીરજલાલ શાહ | | ૧-૮-૦ |
| સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં | મેઘાણી | ગુર્જર | ૦-૬-૦ |
| સોરઠને તીરે તીરે | ,, | ,, | ૧-૮-૦ |
| પાવાગઢ | રમણલાલ દેસાઈ | | ૦-૬-૦ |
| ગિરિરાજ આબુ | ધૂમકેતુ | | ૦-૮-૦ |

## ૬. જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| આત્મકથા | ગાંધીજી | નવજીવન | ૨-૦-૦ |
| બાપુ | બિરલા | ,, | ૦-૧૨-૦ |
| મારી જીવનકથા | જવાહરલાલ | ,, | ૪-૦-૦ |
| એક સત્યવીરની કથા | ગાંધીજી | ,, | ૦-૨-૦ |

| | | | |
|---|---|---|---|
| ભારતસેવક ગોખલે | જુગતરામ દવે | નવજીવન | ૧–૮–૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | મહાદેવભાઈ | ,, | ૦-૧૦-૦ |
| સ્મરણયાત્રા | કાલેલકર | ,, | ૨–૦–૦ |
| સંત ફ્રાન્સિસ | મહાદેવ દેસાઈ | ,, | ૦–૩–૦ |
| બુદ્ધ ચરિત | કોસમ્બી | ,, | ૧–૪–૦ |
| અપંગની પ્રતિભા | અનુ૦ મગનભાઈ દેસાઈ | ,, | ૦-૧૨-૦ |
| સત્યાગ્રહી ગૅરીસન | ચૂનીલાલ બારોટ | ,, | ૧–૦–૦ |
| જીવનનાં ઝરણાં | રાવજીભાઈ પટેલ | ,, | ૨–૮–૦ |
| બુઝરગ યુવાન અબ્બાસ તૈયબજી | | ,, | ૦–૨–૦ |
| સહજાનંદ સ્વામી | મશરૂવાળા | ,, | ૦-૧૦-૦ |
| ઈશુ ખ્રિસ્ત | ,, | ,, | ૦–૬–૦ |
| બુદ્ધ અને મહાવીર | ,, | પ્રસ્થાન | ૦–૬–૦ |
| મહાવીરકથા | ગોપાલદાસ પટેલ | વિદ્યાપીઠ | ૨–૮–૦ |
| દયાનંદ સરસ્વતી | મેઘાણી | ગુર્જર | ૧–૮–૦ |
| બે દેશદીપક | ,, | ,, | |
| ઠક્કર બાપા | ,, | ,, | ૦–૪–૦ |
| હઝરત મુહમ્મદ | ઇમામ સાહેબ | નવયુગ પુ. ભંડાર | ૦–૬–૦ |
| ,, | નાનાભાઈ | દક્ષિણામૂર્તિ | ૦–૩–૦ |
| બુકર ટી. વૉશિંગ્ટન | ગોરધનદાસ અમીન | પુસ્તકાલય | ૧-૧૨-૦ |
| સ્વામી વિવેકાનંદ | — | સસ્તું સાહિત્ય | ૩–૦–૦ |
| મુસ્લિમ મહાત્માઓ | — | ,, | ૨–૪–૦ |
| ભારતના વીર પુરુષો | — | ,, | ૧–૪–૦ |
| સર સૈયદ અહમદનું ચરિત્ર | કાદરી | ગુ. વ. સો. | ૦–૮–૦ |
| તીર્થસલિલ | દિલીપકુમાર રાય | મહા ગુજ. | ૩–૦–૦ |
| લેનિન | નીરુ દેસાઈ | નવી દુનિયા | ૧–૮–૦ |
| Men & Supermen of Hindustan | Alva | Thacker & Co. | 11–0–0 |
| Maulana A. K. Azad | M. D. Desai | Allen & Unwin | 3–6–0 |
| Mr. Gandhi the Man | Polak | George Allen Co. | 2-10-0 |
| Indian Nation Builders Bks. 1 to 3 | — | Ganesh & Co. | 5–5–0 |
| Life & Gospel of Vivekananda | Rolland | અદ્વૈત આશ્રમ આલ્મોડા | 4–8–0 |
| Life of Shri Ramkrishna | ,, | ,, | 5–0–0 |

| | | | |
|---|---|---|---|
| One Hundred Great Lives | — | Home Library Club | 7–8–0 |
| Great Contemporaries | — | Casell & Co. | 6–6–0 |
| Inside Europe | Gunthur | Hamish | 12–6–0 |
| Inside Asia | ,, | Hamilton | 12–6–0 |
| Ranade-Prophet of Liberated India | D. G. Karve | Poona | 4–0–0 |
| Life of Tilak | D. V. Athalye | Poona | 3–0–0 |
| Great Men of India | Rushbrook Williams | Home Library Club | 10–0–0 |
| Life of Gokhale | Shastri | બેંગ્લોર પ્રેસ | 1–0–0 |
| हमारे राष्ट्रनिर्माता | सुमन | सस्ता साहित्य मं. | ३–०–० |

## ૭. આરોગ્ય અને શરીરશાસ્ત્ર

| | | | |
|---|---|---|---|
| માનવદેહમંદિર | દેસાઈ ભાઈ | ગુર્જર | ૧–૪–૦ |
| માનવીનું આરોગ્ય | ,, | ,, | ૧–૦–૦ |
| દિનચર્યા | બાપાલાલ વૈદ | પ્રસ્થાન | ૧–૮–૦ |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ગાંધીજી | સસ્તું સાહિત્ય | ૦–૪–૦ |
| આરોગ્યતા અને સ્વચ્છતા | ડૉ. ત્રિભુવનદાસ | ગુ. વ. સો. | ૦-૧૦-૦ |
| સચિત્ર શરીરવિદ્યા | ગંગાશંકર | ,, | ૧–૦–૦ |
| નિત્યનો આચાર | રા. વિ. પાઠક | ,, | ૧–૮–૦ |
| આપણો ખોરાક | મસાણી | સસ્તું સાહિત્ય | ૧–૦–૦ |
| ખોરાક | ચમનલાલ વૈષ્ણવ | લોકોપયોગી ગ્રંથમાળા | ૦–૮–૦ |
| આપણો આહાર | કાન્તિલાલ પંડ્યા | પ્રસ્થાન | ૦–૬–૦ |
| આહાર અને પોષણ | ઝવેરભાઈ પટેલ | વિદ્યાપીઠ | ૦–૮–૦ |
| આરોગ્ય અને ખોરાક | — | સસ્તું સાહિત્ય | ૧–૦–૦ |
| Your Body | Murray | Watts & Co. | 0–12–0 |
| What a Young Man Ought to Know | Stall | Vir Publ. Co. | 3–6–0 |
| Diet | Dastur | A. I. V. I A. | 0–3–6 |
| Hygiene for Indian Students | Ross | K. & J. Cooper | 2–8–0 |
| हमारा आहार | बालूभाई महेता | ग्रामोद्योग संघ | ०–८–० |

## ૮. સામાન્ય

| | | | |
|---|---|---|---|
| જીવતા તહેવારો | કાલેલકર | નવજીવન | ૧-૦-૦ |
| લોકમાતા | ,, | ,, | ૦-૪-૦ |
| સ્ત્રી પુરુષ-મર્યાદા | મશરૂવાળા | ,, | ૦-૧૨-૦ |
| ગીતાધર્મ | કાલેલકર | ,, | ૧-૦-૦ |
| ગીતામંથન | મશરૂવાલા | ,, | ૧-૪-૦ |
| જીવનસંસ્કૃતિ | કાલેલકર | ,, | ૨-૮-૦ |
| જીવનવિકાસ | ,, | ,, | ૨-૮-૦ |
| સ્વદેશી સમાજ | ટાગોર | ,, | ૦-૮-૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવી | રાધાકૃષ્ણન | વિદ્યાપીઠ | ૦-૧૪-૦ |
| મારું ગામડું | બબલભાઈ | ,, | ૦-૧૦-૦ |
| રશિયાનું ઘડતર | ,, | પ્રસ્થાન | ૨-૦-૦ |
| નીતિનાશને માર્ગે | ગાંધીજી | નવજીવન | ૦-૮-૦ |
| ત્યાગમૂર્તિ | ,, | ,, | ૧-૦-૦ |
| વર્ણવ્યવસ્થા | ,, | ,, | ૦-૧૨-૦ |
| મંગળપ્રભાત | ,, | ,, | ૦-૩-૦ |
| વ્યાપક ધર્મભાવના | ,, | ,, | ૨-૦-૦ |
| ધર્મમંથન | ,, | ,, | ૧-૮-૦ |
| સર્વોદયની જીવનકળા | જૅક્સ | વિદ્યાપીઠ | ૨-૦-૦ |
| મનુષ્યની સર્વાંગીણ કેળવણી | ,, | ,, | ૦-૧૪-૦ |
| સ્વરાજશાસ્ત્ર | વિનોબા ભાવે | ,, | ૦-૬-૦ |
| મધુકર | ,, | નવજીવન | ૨-૦-૦ |
| ચીનનો અવાજ | ડિકિન્સન | ,, | ૦-૮-૦ |
| ખરી કેળવણી | ગાંધીજી | ,, | ૦-૧૨-૦ |
| કેળવણીનો કોયડો | ,, | ,, | ૧-૦-૦ |
| ગ્રામભજન મંડળી | સં૦ જુગતરામ | ,, | ૦-૨-૦ |
| આશ્રમભજનાવલિ | સં૦ પં૦ ખરે | ,, | ૦-૨-૦ |
| મહાસભાનાં ગીતો | સં૦ ચિમનલાલ ભટ્ટ | ,, | ૦-૧-૬ |
| આર્યોના તહેવારોનો ઇતિહાસ | ઋગ્વેદી | વિદ્યાપીઠ | ૩-૮-૦ |
| કારાવાસની કહાણી | અરવિંદ ઘોષ | યુગધર્મ | ૦-૧૦-૦ |
| કાળાપાણીની કથા | — | ,, | ૧-૮-૦ |
| આટલું તો જાણજો | નરહરિભાઈ પરીખ | ,, | ૦-૬-૦ |

| | | | |
|---|---|---|---|
| મારી વ્યાપક કેળવણી | બુકર ટી વૉશિંગ્ટન | નવજીવન | ૧-૪-૦ |
| હિંદુ જીવનદર્શન | રાધાકૃષ્ણન | ,, | ૦-૧૦-૦ |
| હિંદુ ધર્મ | ,, | વોરાની કું. | ૪-૪-૦ |
| ધર્મોનું મિલન | ,, | ભારતી વિદ્યાભુવન | ૫-૦-૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ગાંધીજી | નવજીવન | ૧-૮-૦ |
| સભાસંચાલન | કીકુભાઈ દેસાઈ | ,, | ૦-૬-૦ |
| હિંદુધર્મની બાળપોથી | આનંદશંકર ધ્રુવ | વડોદરા કે. ખાતું | ૦-૯-૦ |
| આચાર્ય કૃપલાનીના લેખો | સં. મગનભાઈ દેસાઈ | ગુર્જર | ૨-૦-૦ |
| યુવાનોની સંસ્કારસાધના | રાધાકૃષ્ણન | વોરાની કં. | ૧-૮-૦ |
| કળા એટલે શું ? | ટૉલ્સ્ટૉય | ગૂ. વિદ્યાપીઠ | ૩-૮-૦ |
| હજરત મહંમદ અને ઈસ્લામ | સુંદરલાલ | નવજીવન | ૧-૦-૦ |
| વોલ્ગાથી ગંગા | રાહુલ | લોક પ્રકાશન ગૃહ | ૬-૦-૦ |
| The World's Living Religions | Hume | Charles Scribner's Sons | 5-4-0 |
| Founders of great Religions | Burrows | ,, | 6-4-0 |
| Nationalism | Tagore | Macmillan | 1-0-0 |
| Sadhana | ,, | ,, | 1-0-0 |
| India Speaking | Ed. Vakil & Nanavati | Vora & Co | 8-0-0 |
| गीता और कुरान | सुंदरलाल | विश्ववाणी कार्यालय | १-४-० |
| टॉलर्स्टॉय और गांधी | अग्रवाल और व्यास | साहित्य मं. दिल्ही | ३-०-० |
| गांधी मीमांसा | तिवारी | इंडियन प्रस प्रयाग | ३-०-० |

**આ ચોપડી સાથે વાંચવા જેવી**
**બીજી પુસ્તિકા**

# રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થીપ્રવૃત્તિ

લેખક

**મગનભાઈ પ્રભુદાસ દેસાઈ**

**[ સરદાર વલ્લભભાઈ પટેલના આમુખ સાથે ]**

**પા. ૮ + ૫૬** — **કિંમત ૦-૬-૦**

વિદ્યાર્થીપ્રવૃત્તિની ભૂમિકા; તે અંગે ગાંધીજીએ આપેલી દોરવણી તથા તેને વિકસાવવા માટેની સૂચનાઓ; એની મર્યાદાઓ; એ પ્રવૃત્તિનો ઉદ્દેશ તથા નીતિ; તે માટેનું સંગઠન; તેનો વિસ્તાર અને કાર્યક્ષેત્ર, તથા શિસ્ત ઇ૰ના પ્રશ્નો — આ બધા પ્રશ્નો આમાં ચર્ચવામાં આવ્યા છે. આપણા વિદ્યાર્થીઓ, તેમના ઘડતરમાં રસ લેનારા તથા તેમના કાર્યકર્તાઓ વગેરે સૌને ઉપયોગી થાય એવી આ ચોપડી છે.